સંસ્થાન શ્રી નવાનગરનું કેળવણીખાતું

# શ્રી દિગ્વિજય વાચનમાળા

## ભાગ ૩

કર્તા


કુમારશ્રી સુરસિંહજી શિવસિંહજી જાડેજા

બી. એ. (કેન્ટબ); એમ. એસ. સી. (કેલિફોર્નિયા);

એમ. આર. એ. એસ. (ઈંગ્લેન્ડ).

ચીફ એજ્યુકેશનલ ઑફિસર—નવાનગર સ્ટેટ


કિંમત રૂ. ૦-૩-૯

સંસ્થાન શ્રી નવાનગરનું કેળવણીખાતું

# શ્રી દિગ્વિજય વાચનમાળા

## ભાગ ૩



"નેક નામદાર ખુદાવિંદ મહારાજાધિરાજ લેફ. કર્નલ જામશ્રી
સર દિગ્વિજયસિંહજી સાહેબ બહાદુર
જી. સી. આઈ. ઈ., કે. સી. એસ. આઈ."


કર્તા

કુમારશ્રી સુરસિંહજી શિવસિંહજી જાડેજા

બી. એ. (કેન્ટબ); એમ. એસ. સી. (કેલિફોર્નિયા);
એમ. આર. એ. એસ. (ઈંગ્લેન્ડ).
ચીફ એજ્યુકેશનલ ઑફિસર—નવાનગર સ્ટેટ


કિંમત રૂ. ૦-૩-૯

# પ્રસ્તાવના

ઘણા લાંબા સમય થયાં ગુજરાતી નિશાળોમાં ચાલતી ગુજરાતી સરકારી વાચનમાળાનું પ્રકાશન મોકૂફ રહેતાં, તેને બદલે કઈ વાચનમાળા ચલાવવી એ પ્રશ્ન ઊભો થયો. એ વિષે વિચાર કરતાં નવાનગર રાજ્યની નિશાળો માટે એક વિશિષ્ટ દૃષ્ટિબિન્દુથી વાચનમાળા લખવાની પ્રેરણા થઈ.

બાળકોમાં અહંવૃત્તિ પ્રધાન સ્થાન ભોગવે છે. અભ્યાસની શરૂઆત કરતાં નાનાં બાળકોની દૃષ્ટિ પોતાની જાત (વ્યક્તિ), તથા કુટુમ્બ અને બહુ બહુ તો ગામ કે પ્રાન્તમાં પરિમિત થાય છે; તેથી મુંબઈ ઇલાકા જેવડા વિશાળ પ્રદેશના વિવિધ રીતરિવાજોવાળા પેટા-વિભાગોમાં જેના તે પ્રદેશને અનુકૂળ વાચનસામગ્રીવાળી વાચનમાળાથી અક્ષરજ્ઞાન આપવામાં આવે તો સુગમતા થાય એમ મારો નમ્ર અભિપ્રાય છે. આપણા વિદ્યાર્થીઓને દેશપરદેશની ખૂબ માહિતી હોય છે, પરંતુ પોતાના જ પ્રાન્ત કે રાજ્ય વિષે બહુ અલ્પ માહિતી હોય છે, એમ ઘણા લોકોને કહેતાં આપણે સાંભળીએ છીએ; આ ખામી દૂર કરવા નવાનગર રાજ્યના વિદ્યાર્થીઓને નવાનગર રાજ્ય વિષે જરૂરજોગી માહિતી આપવાનો એક ઉદ્દેશ લક્ષમાં રાખવામાં આવેલો છે.

માનસશાસ્ત્રની દૃષ્ટિએ બાળકોની બીજી પ્રબળ વૃત્તિ તે અનુકરણ કરવાની વૃત્તિ; તેથી જો બાળકોને ચારિત્ર્યશીલ નાગરિક બનાવવાં હોય, તો તેમની દૃષ્ટિ સમીપ તેઓ ગ્રહણ કરી શકે તેવો નાનો આદર્શ મૂકવો જોઈએ. જેથી સહેલાઈથી

તે તેનું અનુકરણ કરવા પ્રેરાય. આથી એક આદર્શ ગામ, આદર્શ કુટુમ્બ, અને આદર્શ વિદ્યાર્થીની કલ્પના તેમની પાસે રજૂ કરવામાં આવેલી છે; તે મારફત વિદ્યાર્થીઓમાં સંસ્કારિતા તથા નાગરિકત્વનાં બીજ રોપવાનો બીજો ઉદ્દેશ લક્ષમાં રાખવામાં આવેલો છે.

આશા છે કે આ દૃષ્ટિબિન્દુઓને અનુલક્ષીને લખાયેલી આ વાચનમાળાની સમીક્ષા પણ તેવા જ સમાનધર્મી દૃષ્ટિબિન્દુથી થશે.

નવાનગર રાજ્યમાં પ્રાથમિક તથા માધ્યમિક કેળવણી મફત અપાય છે; દિન પ્રતિદિન કેળવણીનો વિકાસ કરવાના પ્રયત્નો વિના સંકોચે થયા જ કરે છે, તે માટે જે ઉદારચરિત રાજવીના આપણે સૌ ઋણી છીએ, તે આપણા પ્રજાવત્સલ નેકનામદાર ખુદાવંદ મહારાજાધિરાજ જામશ્રી દિગ્વિજયસિંહજી સાહેબ બહાદુરનું નામ આ વાચનમાળા સાથે જોડી આપણે યત્કિંચિત્ ઋણમુક્ત થઈએ છીએ.

સુરસિંહજી
ચીફ એજ્યુકેશનલ ઑફિસર
નવાનગર સ્ટેટ

# અનુક્રમણિકા



# પાઠ ૧

## પરમાત્મા

કાનજી પહેલી ચોપડીમાં પાસ થઈ બીજી ચોપડીમાં પડ્યો. કાનજીનો ભાઈ રામજી માંડ માંડ પાસ થયો. રામજીભાઈ ગણિતમાં બહુ જ કાચા. કાનજી તો પહેલે નંબરે પાસ થયો. પરીક્ષા લેવા આવનાર સાહેબે કાનજીનાં વખાણ કર્યાં. શાળાનાં તમામ છોકરાં કાનજીની હોશિયારીનાં મનથી વખાણ કરે.

કાનજી દરરોજ સૂતી વખતે પ્રભુની પ્રાર્થના કરે કેઃ—

પ્રભુ છે પ્રાર્થના ધરો આપ ધ્યાનમાં,<br>
અમૂલ્ય રત્નો પ્રકાશો આ ભરતખંડમાં. (ટેક).

વિપ્ર બનો નિઃસ્વાર્થ સ્વભાવી બ્રહ્મ તેજધારી,<br>
ઉત્તમ સૌ આદર્શ બને એ, ધર્મકર્મચારી.

પ્રભુ છે. ૧

ક્ષત્રિય બનો સાચા શૂરવીરો, ગૌબ્રાહ્મણ પ્રતિપાલ,<br>
સૂર્યશશીનાં કુળ દીપાવો, મહારથી થાઓ વિશાળ.

પ્રભુ. ૨

વૈશ્ય બનો ગૌ આદિ પશુનું પાલન નિત્ય કરનાર,
પશુ બનો સૌ હૃષ્ટપુષ્ટ આ ભારત ધનભંડાર.
પ્રભુ. ૩
નારી બનો વ્યવહાર કુશળ બહુ પતિવ્રતા પ્રખ્યાત,
ભક્ત વીર દાની જ્ઞાનીની, જનની જગવિખ્યાત.
પ્રભુ. ૪
માગ્યા વરસો મેઘ દેશમાં, વન ઉપવન ગુલજાર,
વૃક્ષ વનસ્પતિ અન્ન ઔષધિ, વધો જીવનાધાર.
પ્રભુ. ૫
યોગ ક્ષેમ રહો નિરંતર, ભય ક્ષય દૂર રહે,
ત્રિવિધ દુઃખ અમ ટાળો ત્રિભુવન, સેવક એમ કહે.
પ્રભુ. ૬

દરેક છોકરાએ કાનજીની પેઠે પ્રભુને નિત્ય યાદ કરીને પ્રાર્થના કરવી.

---

## પાઠ ૨

## દિવાળી

રામનગરમાં આજ રાતે દિવાળી હોઈ દરેક ઘરમાં બારણે બારણે દીવાનાં કોડિયાં ટમટમ પ્રકાશી રહ્યાં છે. કાનજીના ઘરના આંગણા આગળ સવિ બેને રંગ-બેરંગી સાથિયા પૂરી આંગણાને શોભાવ્યું છે. પટેલનો

દીકરો સામત ફટાકડાનું ગૂંજું ભરી ફટ ફટ ફોડ્યા કરે છે. સુંદરદાસ શેઠની દુકાનેથી છોકરાંઓ ફટાકડાની સેરો વેચાતી લઈ ફોડે છે. કોઈ એકેક ફટાકડો છૂટો કરી ફોડે છે, પણ સામતને તડાફડી ગમે છે. કાનજીને ફટાકડા ફોડવા ગમતા નથી. કાનજીના બાપુજીએ કાનજીને ચાર આના આપ્યા, તે તેણે ધર્મશાળામાં રહેતા આંધળા ભિખારીને જાતે જઈ આપી દીધા. ગામનાં બીજાં છોકરાં ફટાકડા ફોડે તે કાનજી જુએ અને મનમાં ઇચ્છે; કે આ ફટાકડા ન ફોડતાં તેટલા પૈસા આંધળા ભિખારીને આપી દે, તો બિચારાને રહેવાનું ઝૂંપડું થઈ જાય.

કાનજીને ગાવાનો બહુ જ શોખ. એટલે રાતે તે ગ્રામોફોન બજાવે. દિવાળીની રાતે તેણે રામચંદ્રજીની રેકૉર્ડ બજાવી. રામચંદ્રજીનાં ગુણગાન ગાવાનું કાનજીને ખૂબ ગમે.

સવિ બેન ગામની બીજી દીકરીઓ સાથે રાસડા લેવા ગઈ હતી.

રામનગરમાં બધાં માણસો ખૂબ આનંદમાં હતાં. આવતી કાલે નવું વરસ થશે.

---

# પાઠ ૩

## ઋતુઓ અને મહિના




કાનજી—બાપુજી, પહેલી ચોપડીમાં સાત વારનાં નામ માસ્તર સાહેબે અમને શીખવ્યાં હતાં, તેમ આજે અમને બાર મહિનાનાં નામ શીખવ્યાં.

બાપુજી—કાનુ, શાં નામ છે ? બોલ જોઈએ.

કાનજી—જુઓ, બાપુજી; માસ્તર સાહેબે મને વરસ બનાવ્યું. પછી રામુભાઈ, સામત અને શામજી, એ ત્રણ છોકરાના હાથે દોરીઓ બાંધી વરસના ત્રણ

ઘોડા બનાવ્યા. તે ત્રણ ઘોડા તે વરસની ત્રણ ઋતુઓ. એક છોકરો શિયાળો થયો, બીજાને ઉનાળો બનાવ્યો, ત્રીજો ચોમાસું બન્યો. ચોમાસાવાળા છોકરાને લીલે પટો નાખ્યો. ઉનાળાવાળા છોકરાને પીળો પટો પહે· રાવ્યો. શિયાળાવાળા છોકરાને ધોળો પટો પહેરાવ્યો

રામજી—બાપુજી, હું ઉનાળો થયો હતો.

કાનજી—બાપુજી, પછી શિયાળાના સફેદ પટા· વાળા છોકરાના બે હાથ અને બે પગને ચાર મહિ· નાનાં નામ આપ્યાં. જમણા હાથને કારતક મહિનો ડાબા હાથને માગશર મહિનો, જમણા પગને પોષ મહિનો, ડાબા પગને મહા મહિનો.

ઉનાળાના પીળા પટાવાળા છોકરાના બે હાથ અને બે પગને બીજા ચાર મહિનાનાં નામો આપ્યાં જમણા હાથને ફાગણ મહિનો, ડાબા હાથને ચૈત્ર મહિનો, જમણા પગને વૈશાખ મહિનો, ડાબા પગને જેઠ મહિનો.

ચોમાસાના લીલા પટાવાળા છોકરાના બે હાથ અને બે પગને બીજા ચાર મહિનાનાં નામો આપ્યાં જમણા હાથને અસાડ મહિનો, ડાબા હાથને શ્રાવણ મહિનો, જમણા પગને ભાદરવો મહિનો, ડાબા પગને આસો મહિનો.

આ રીતે અમને બાર મહિનાનાં નામો શીખવ્યાં એ અમે થોડી વારમાં શીખી શકયા.

---

# પાઠ ૪

## વરસની ત્રણ ઋતુ

### શિયાળો

શિયાળે શીતળ વા વાય, પાન ખરે ઘઉં પેદા થાય;
પાકે ગોળ કપાસ કઠોળ, તેલ ધરે ચાવે તંબોળ;
ધરે શરીરે ડગલી શાલ, ફાટે ગરીબ તણા પગગાલ;
ઘટે દિવસ ઘણી મોટી રાત, તનમાં જોર મળે ભલી ભાત. ૧

### ઉનાળો

ઉનાળે ઊંડાં જળ જાય, નદી સરોવર જળ સુકાય;
પામે વનસ્પતિ સૌ પાન, કેસૂડાં રૂડાં ગુણવાન;
સારા હોજ ફુવારા બાગ, પ્યારા ચંદન પંખા લાગ;
બોલે કોયલ મીઠા બોલ, તાપ પડે તે તો વણતોલ. ૨

### ચોમાસું

ચોમાસું તો ખાસું ખૂબ, દીસે દુનિયા ડૂબાડૂબ;
મોર ઉચ્ચારે રાગ મલાર, ખેતર વાવે ખેતીકાર;
ચંપા ચંપેલી જૂઈ જાઈ, ફૂલ ગુલાબ ભલાં ફુલાય;
છત્રી ચોમાસે સુખ માટ, ચાખડીઓ હીંચોળા ખાટ. ૩

—ક૦ દ૦ ડા૦

# પાઠ ૫

## જામનગર (ભાગ ૧)

કાનજી—બાપુજી, નિશાળમાં માસ્તર સાહેબે અમને જામનગરનો પાઠ શીખવ્યો. આ શહેરમાં સાઠ હજાર માણસની વસ્તી છે. આ શહેરની સ્થાપના જામશ્રી રાવળજીએ ઈ. સ. ૧૫૪૦ની સાલમાં કરી હતી.

બાપુજી—કાનુભાઈ, જામનગરનો પાયો જામશ્રી રાવળજીએ નાખ્યો, ત્યારે શો બનાવ બનેલો તે કહો.

કાનજી—જી, તે પણ મને આવડે છે. એક વખત જામશ્રી રાવળજી શિકાર કરવા નીકળ્યા. હાલ જ્યાં જામનગર શહેર વસેલું છે, ત્યાં એક સસલું કૂતરાની પાછળ દોડ્યું. કૂતરો આગળ અને સસલું પાછળ. જામશ્રી રાવળજીએ આ નજરોનજર જોયું, ત્યારે એ વીરભૂમિ છે, એમ ધારી તે સ્થળે જામનગર શહેરનો પાયો નાખ્યો.

બાપુજી—માસ્તર સાહેબે જામનગર વિષે બીજું શું શીખવ્યું ?

કાનજી—જામનગર શહેરને ફરતો મજબૂત ગઢ છે. તે ગઢ શ્રી રણમલ જામે બંધાવ્યો છે. એ ગઢમાં સાત દરવાજા છે.

બેડીનું નાકું:—આ નાકામાં ત્રણ દરવાજા છે. દરવાજા ઉપર એક મેડી છે. બેડીના નાકા બહારથી જામ બંગલે જવાની સડક પશ્ચિમ તરફ જાય છે. જામ બંગલે જતાં સડક ઉપર ભીડભંજન મહાદેવનું મંદિર આવે છે, અને તેની સામે જ્યુબિલીનો સુંદર સાર્વજનિક બગીચો આવે છે. જેમાં રેલવેની ઑફીસ છે.



( વિભા વિલાસ )

આગળ જતાં વિભાવિલાસ અને માનવિલાસના ભવ્ય મહેલો આવેલા છે. આ મહેલોમાં અમૂલ્ય કિંમતની કળા દર્શાવતાં ચિત્રો આવેલાં છે, તે ખરેખર જોવા જેવાં છે. વિભાવિલાસથી આગળ જતાં સામે એક ક્રિકેટ રમવાનું મેદાન આવે છે. તેમાં ઘણી વખત ક્રિકેટ રમાય છે. વિલાયતથી પણ ઘણી વખત ખેલાડીઓ આવી અહીં રમે છે. જામનગર ક્રિકેટનું તીર્થસ્થાન છે,

કારણ કે પૂજ્ય મોટા બાપુ જામશ્રી રણજીતસિંહજીએ તેમ જ કુમારશ્રી દુલીપસિંહજીએ જગતમાં ક્રિકેટની રમતમાં કીર્તિ મેળવી છે.



( ભાવેન્દ્ર વિલાસ )

ત્યાંથી આગળ ચાલતાં નવાનગર હાઇસ્કૂલનાં રમતગમતનાં મેદાનો આવે છે. જ્યાં વિદ્યાર્થીઓ દરરોજ હૉકી, ફૂટબૉલ, ક્રિકેટ, વગેરે રમતો રમે છે. તે પછી થોડે દૂર ભાવેન્દ્રવિલાસ નામનો સુંદર રાજમહેલ આવે છે. જ્યાં આપણા પ્રજાવત્સલ મહારાજા જામ સાહેબ બાપુ બિરાજે છે.

---

# પાઠ ૬

## જામનગર (ભાગ ૨)

જામનગર શહેરનો બીજો મોટો દરવાજો છે તેનું નામ ખંભાળિયાનું નાકું. લાલપુર અથવા ભાણવડથી ખટારામાં બેસી આપણે જામનગર જઈએ, તો આ નાકામાંથી શહેરમાં દાખલ થવાય છે. ખંભાળિયાના નાકા બહાર મૂળજી જેઠાની સુંદર ધર્મશાળા આવી છે. અહીં મુંબઈના શેઠિયાઓએ કેટલાક ઘણા સારા બંગલા બંધાવ્યા છે. જેલ સામેના મેદાનમાં એક કળાભુવન પણ નવું બંધાયું છે.



( લાખોટા કોઠો )

લાખોટા કોઠોઃ–ખંભાળિયાના નાકાની બાજુમાં ગઢની રાંગ ઉપર જામશ્રી રણમલજીના બાંધેલા બે જૂના કિલ્લાઓ છે. એકનું નામ કોઠો અને બીજાનું નામ લાખોટો.

લાખોટો કિલ્લો તે તળાવની વચ્ચોવચ્ચ આવેલો છે. ચોમાસાની ઋતુમાં જ્યારે તળાવ ભરાય, ત્યારે આ બન્ને કિલ્લાઓના દેખાવ બહુ જ ભવ્ય લાગે છે. લાખોટા કિલ્લાની સામે શહેર તરફ પુલ બાંધી રસ્તો કરેલો છે, અને બરાબર તળાવની વચ્ચે જામશ્રી રાવળજીનું બાવલું આવેલું છે. જામશ્રી રાવળજી હાથમાં ભાલું લઈ અસલ કાઠિયાવાડી ઘોડા પર બિરાજ્યા છે. આ બાવલાની બરાબર સામે તળાવની પાળ ઉપર જામશ્રી રણજીતસિંહજીનું બાવલું છે. ત્યાં લોકો માનતાએ આવે છે.

તળાવની પાળવાળી સડક તળાવને કાંઠે કાંઠે વિભાવિલાસ સુધી જાય છે.

ખંભાળિયાના નાકાથી બેડીના નાકેઃ—ખંભાળિયાના નાકાના દરવાજાથી દાખલ થતાં બેડીના નાકે જવું હોય તો પ્રથમ ઘનશ્યામ બેંકનું મકાન આવે છે. આ બેંકની નજીકમાં જ આગળ ચાલતાં માંડવીનો ટાવર આવે છે, અને ત્યાંથી થોડેક દૂર ચાલતાં બર્ધન સ્કવેરનો સુંદર ચોક આવે છે. માંડવીના ટાવર સામે એક રસ્તો છે. જેમાં સામે હારબંધ જૈનોનાં ભવ્ય મંદિરો આવેલાં છે.

બર્ધન ચોકઃ—બર્ધન ચોકમાં ઊભા રહી ચારે તરફ નજર કરવાથી જણાય છે, કે એક તરફ જુમા મસ્જીદનું મકાન આવેલું છે. બીજી તરફ જામનગરની પ્રખ્યાત ચોખ્ખા ઘીમાં બનાવેલી મીઠાઈની દુકાનો આવેલી છે. મસ્જીદ સામે કંસારા બજાર આવેલી છે, અને ત્યાં જામનગરની આસપાસ આવેલાં ગામડાંમાં જવા માટે મોટરો ભાડે મળી શકે છે.

વિલિંગ્ડન ક્રેસન્ટ અને જૂનો દરબારગઢઃ—બર્ધન ચોકથી આગળ ચાલતાં વિલિંગ્ડન ક્રેસન્ટનો ભવ્ય અર્ધ ચંદ્રાકાર ચોક આવે છે. રાજ્યની કોર્ટો તેમ જ બીજી ઑફિસો અર્ધ ચંદ્રાકારે બાંધેલા મકાન ઉપર આવેલી છે. નીચેના માળે કાપડના વેપારીઓની દુકાનો છે. વિલિંગ્ડન ક્રેસન્ટની સામે જૂનો દરબારગઢ છે. દરબારગઢમાં આવેલા ચંદ્ર મહેલમાં મહારાજા જામસાહેબ બાપુ વરસમાં ચાર વખત કચેરી ભરે છે. તેમાં જામશ્રી રાવળજીની એક મેડી છે. આ દરબાર-ગઢના દરવાજાની મેડી ઉપર દીવાન ઑફિસ છે. દીવાન ઑફિસ ઉપર રાજ્યનો ધ્વજ ફરકતો હોય, ત્યારે જાણવું કે આપણા મહારાજા જામ સાહેબ જામનગરમાં બિરાજે છે.

# પાઠ ૭

## જામનગર (ભાગ ૩)



( ચેમ્સફોર્ડ વેજીટેબલ મારકીટ )

શાક બજારઃ—દરબારગઢથી આગળ ચાલતાં રસ્તાની બન્ને બાજુ એક જ સરખી બાંધેલી ઘણી દુકાનો આવે છે. અહીં અત્તર, સુરમો તેમ જ બીજી અનેક જાતની વસ્તુઓ મળે છે. ડોલરનાં ફૂલો તે જામનગરના સાચા હીરા કહેવાય છે. ફૂલ વેચવાવાળા શાકબજારની બહાર બેસે છે. શાકબજારનું મકાન ગોળાકારે બાંધેલું છે. અહીં તમામ જાતનાં લીલાં શાક,

ફળ, ફૂલ, આદિ વેચાય છે. શાકબજારની બહાર મોંટેગ્યુ નામના હિંદી પ્રધાનનું બાવલું આવેલું છે.

કન્યાશાળાઃ—ત્યાંથી આગળ ચાલતાં મોચી અને દરજી લોકોની દુકાનોની હાર આવે છે, અને થોડે જ દૂર નાટકશાળાનો ચોક આવે છે. નાટકશાળા સામે કન્યાશાળાનું પાંચ ઘુંમટવાળું ભવ્ય મકાન આવેલું છે. આ કન્યાશાળાના મકાનમાં જામનગરની દીકરીઓ ભણે છે, કસરત કરે છે, અને સંગીત શીખે છે. કન્યાશાળાના મકાનની પાછળ દાણા બજારનાં ભવ્ય મકાનો આવેલાં છે.

બેડીના નાકાની બહાર આવેલું સૂર્યગૃહઃ—



( અરવિન હોસ્પિટલ )

કન્યાશાળાથી આગળ જતાં દયારામ વાચનાલય આવે છે, અને ત્યાંથી આગળ જતાં બેડીનું નાકું આવે

છે. બેડીના નાકાની બહાર નીકળી, એ રસ્તો સીધો બેડી બંદરે જાય છે. અને બેડી બંદર જતાં રસ્તામાં અરવીન હૉસ્પિટલ, સોલેરિયમ, વગેરે આવે છે. સોલેરિયમ એટલે સૂર્યગૃહ.



( સોલેરિયમ )

આખા એશિયા ખંડમાં એક જ સૂર્યગૃહ છે, અને તે જામનગરમાં છે. સૂર્યગૃહને લીધે જામનગર શહેર આખા દેશમાં પ્રખ્યાત છે. સૂર્યનાં કિરણોથી ચામડીનાં અનેક દર્દો ટૂંક સમયમાં મટી જાય છે. આ સૂર્યગૃહ ઉપર દશ ઓરડીઓ છે. તેમાં છાપરું અને દીવાલ કાચનાં છે. દરેક ઓરડીની રચના એવી હોય છે, કે દરદી આરામથી સૂઈ શકે છે, અને સૂર્યનાં કિરણો સીધાં

તેના ઉપર પડે છે. દરેક દરદીને કેટલા પ્રમાણમાં સૂર્યનાં કિરણો આપવાં તેનો નિર્ણય દાક્તર સાહેબ કરે તે પછી તેને ત્યાં સુવાડે છે. એક બટન દાબવાથી આખું સૂર્યગૃહ ધીમે ધીમે ગોળ ફરે છે, અને બીજું બટન દબાવવાથી ફરતું બંધ થાય એવી સરસ રચના આ સૂર્યગૃહની છે.




( બેડી બંદર )

બેડી બંદરઃ—સૂર્ય ગૃહથી સીધો રસ્તો બેડી બંદર જાય છે. જામનગરથી બેડી બંદર ત્રણ માઈલ દૂર આવેલું છે. રસ્તામાં વેપારીઓની પાકી બાંધેલી વખારો આવે છે અને રેડિયો સ્ટેશન આવે છે.

બેડી બંદરમાં દેશપરદેશથી આગબોટો આવે છે. તે ઈમારતી લાકડું, ખાંડ, કાપડ, લોઢું, કપાસિયા, વિલાયતી નળિયાં, વગેરે માલ લઈ આવે છે. બેડી બંદરની નજીકમાં મીઠું પકાવવાનું કારખાનું આવેલું છે. જામનગરમાં પકાવેલું મીઠું બંગાળામાં અને જાપાનમાં પણ જાય છે. બેડી બંદરને લીધે જામનગર કાઠિયાવાડનું મુખ્ય વેપારી મથક છે.

રોઝી બંદરઃ–બેડી બંદર જતાં એક રસ્તો રોઝી બંદરે જાય છે.

રોઝી બંદરે રોઝી માતાનું મંદિર છે. કચ્છ જવા માટે ઉતારુઓ રોઝી બંદરે રેલવેમાં બેસી જાય છે. આફ્રિકા જવા માટે પણ અહીંથી ઉતારુઓને સુંદર સગવડ છે.

રોઝી બંદર જામનગરથી આઠ માઇલ દૂર છે. ત્યાંની હવા બહુ જ ચોખ્ખી છે.

જામનગરમાં કંકુ, છીંટ, અગરબત્તી, રેશમ ઉપર બાંધણીનું કામ અને રંગનું કામ વખણાય છે.

---

# પાઠ ૮

## પ્રાર્થના

તું માતા, તું છે પિતા,
તું બંધુ, જગનાથ !
તું સઘળું દેનાર છે,
સાચો તું સંગાથ. ૧

તારી આ દુનિયા બધી,
તારા સૂરજ ચંદ;
તારાથી સહુ જીવીએ,
કરીએ નિત આનંદ. ૨

કાલાં ઘેલાં બાળકો,
નમીએ નામી શીશ;
સાચી સમજણ આપજે,
ઓ મોટા જગદીશ ! ૩

—ત્રિભુવન વ્યાસ

# પાઠ ૯

## રામાયણ

ઉત્તર હિંદુસ્તાનમાં અયોધ્યા કરીને એક મોટું શહેર હતું. હજારો વરસ પહેલાં ત્યાં દશરથ રાજા રાજ્ય કરતા હતા. દશરથ રાજાને ત્રણ રાણીઓ હતી. એકનું નામ કૌશલ્યા, બીજીનું નામ સુમિત્રા અને ત્રીજીનું નામ કૈકેયી. કૌશલ્યાના કુંવરનું નામ રામચંદ્રજી, સુમિત્રાના લક્ષ્મણ અને શત્રુઘ્ન, અને કૈકેયીને ભરત, એમ ચાર પુત્રો હતા.

રામચંદ્રજી અને લક્ષ્મણ નાના હતા, ત્યારે વિશ્વામિત્રે પોતાના આશ્રમમાં રાખી તેમને બાણવિદ્યા શીખવી હતી. એ બાણવિદ્યાના પ્રભાવથી ઘણા ઘણા રાક્ષસોને મારી રામચંદ્રજીએ ઋષિઓના યજ્ઞોની રક્ષા કરી હતી.

એક દિવસ મિથિલા નગરીમાં જનક રાજાની પુત્રી સીતાનો સ્વયંવર થવાનો હતો, ત્યાં વિશ્વામિત્ર ઋષિ રામચંદ્રજીને લઈને ગયા. શિવજીનું ધનુષ્ય ત્યાં હતું, તે કોઈ ઉપાડે તેને સીતા વરમાળ આરોપશે, એમ બધા રાજાઓ વચ્ચે રાજા જનકે કહ્યું. લંકાનો રાજા રાવણ ત્યાં આવેલો, તેણે ઘણું બળ કરી જોયું

પણ ધનુષ્ય ઊપડચું નહિ. છેવટે શ્રીરામે ધનુષ્ય ઉપાડી તેના બે ટુકડા કરી નાખ્યા. સીતાજીએ રામચંદ્રજીના ગળામાં વરમાળા આરોપી. શ્રીરામ સીતાને પરણ્યા.

શ્રીરામ સીતાને લઈ લક્ષ્મણ સહિત અયોધ્યામાં આવ્યા. કૈકેયી રાણીને ઈર્ષા થઈ. દશરથ રાજાએ ભરત-ની મા કૈકેયીને વચન આપેલું, તે ઉપરથી તેણે દશરથ રાજાને રામચંદ્રજીને ચૌદ વરસ વનવાસ મોકલવા હઠ લીધી. દશરથ રાજાએ ખૂબ બળતે હૃદયે રામચંદ્રજીને વનવાસ જવાની આજ્ઞા કરી. પિતાની આજ્ઞાને માથે ચડાવી રામચંદ્રજી વનમાં જવા તૈયાર થયા. સીતાજી અને લક્ષ્મણ પણ તેમની સાથે ગયાં. ત્રણે જણાં અયોધ્યાથી નીકળ્યાં. ભરતને રાજગાદી આપવાની હતી, પણ બંધુપ્રેમથી ભરતે સિંહાસન ઉપર શ્રીરામની ચાખડીઓ રાખી.

એક દિવસ વનમાં સીતાજીએ સોનાનો મૃગ જોયો. તે મૃગના ચામડાની ચોળી બનાવવાની ઇચ્છા-થી સીતાજીએ શ્રીરામને તે મૃગ મારી લાવવા કહ્યું. તે મૃગ સાચો ન હતો; તે માયાવી મૃગ રાવણનો મામો મારીચ હતો. શ્રીરામ ધનુષ્ય બાણ લઈ મૃગ મારવા ગયા. મૃગે મરતાં મરતાં “લક્ષ્મણ, લક્ષ્મણ” એવી ચીસ પાડી, તેથી સીતાજીના આગ્રહથી લક્ષ્મણ

પણ ગયા. ઝૂંપડીમાં સીતાજી એકલાં રહ્યાં. પાછળથી રાવણે બાવાનું રૂપ ધરી ભિક્ષા માગી. જ્યારે સીતાજી રાવણ પાસે ભિક્ષા આપવા આવ્યાં, ત્યારે રાવણ સીતાને પકડી તેને લંકા લઈ ગયો. ત્યાં સીતાને અશોક વનમાં રાખ્યાં.

મૃગનો શિકાર કરી શ્રીરામ ઝૂંપડીમાં આવ્યા, ત્યારે ઝૂંપડી સૂની પડી હતી. રામ અને લક્ષ્મણ સીતાજીની શોધ કરવા નીકળ્યા. પંપા સરોવરને કાંઠે રામને હનુમાન મળ્યા. હનુમાન શ્રીરામના અનન્ય ભક્ત બન્યા. હનુમાન સીતાજીની શોધમાં ઊડીને લંકામાં ગયા. ત્યાં અશોક વાડીમાં સીતાજીને જોયાં. શ્રી રામચંદ્રજી થોડા જ સમયમાં અહીં આવી રાવણને મારશે, એવી હનુમાનજીએ સીતાજીને ખાતરી આપી. હનુમાનજી પાછા શ્રીરામ પાસે આવ્યા. વાંદરાઓની મોટી સેના ભેગી કરી હનુમાનજીની સરદારી નીચે પથ્થરનો પુલ બાંધી રામ, લક્ષ્મણ, બધા લંકામાં ગયા. રાવણને અંગદે સમજાવ્યો. જ્યારે રાવણે ન માન્યું ત્યારે મોટી લડાઇ થઈ, તેમાં રાવણ મરાયો. રામચંદ્રજી સીતાજીને લઇ પુષ્પક વિમાનમાં બેસી અયોધ્યા પધાર્યા.

---

# પાઠ ૧૦

## મહાભારત

હાલ જ્યાં દિલ્હી શહેર છે, તેની નજીકમાં પાંચ હજાર વરસ પહેલાં હસ્તિનાપુર નામનું શહેર હતું. ત્યાં ધૃતરાષ્ટ્ર રાજા રાજ્ય કરતા હતા. ધૃતરાષ્ટ્રની રાણીનું નામ ગાંધારી હતું. ધૃતરાષ્ટ્રના ભાઈ પાંડુ રાજાને બે રાણી હતી. કુન્તા અને માદ્રી. ગાંધારીને સો પુત્રો હતા. તેમાં સૌથી મોટાનું નામ દુર્યોધન. આ દુર્યોધન સ્વભાવે દુષ્ટ અને બહુ જ ઈર્ષાળુ હતો. પાંડુને પાંચ પુત્રો હતા; તેમનાં નામ યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, સહદેવ અને નકુળ. પહેલા ત્રણ કુન્તાના પુત્રો, અને છેલ્લા બે માદ્રીના.

યુધિષ્ઠિર સાક્ષાત્ ધર્મની મૂર્તિ હતા. ભીમ બહુ જ જોરાવર અને ગંજાવર કદનો હતો. અર્જુન બાણવિદ્યામાં બહુ જ કુશળ હતો. સહદેવ જ્યોતિષ વિદ્યા જાણતો અને નકુળ ઘોડાની વિદ્યા જાણતો.

ધૃતરાષ્ટ્રના દીકરા કૌરવો કહેવાયા, અને પાંડુ રાજાના પાંચ દીકરા પાંડવો કહેવાયા. કૌરવો અને પાંડવો નાના હતા, ત્યારે દ્રોણાચાર્ય ઋષિએ તેઓને ધનુર્વિદ્યા શીખવી હતી.

દ્રુપદ રાજાએ પોતાની દીકરી દ્રૌપદીના સ્વયંવર વખતે બધા રાજાઓ સાથે પાંડવોને પણ આમંત્રણથી બોલાવ્યા હતા. ત્રાજવામાં પગ રાખી પાણીમાં જોઈ ઉપર રાખેલી માછલીને બાણથી વીંધી નાખે, તેને દ્રૌપદી પરણે એવી શરત હતી. કોઈ રાજાથી તે ન થયું. છેવટે અર્જુને બાણથી માછલી વીંધી નાખી. પાંચે ભાઈઓ દ્રૌપદીને પરણ્યા.

દુર્યોધનમાં ઈર્ષાનો અગ્નિ સળગવા મંડ્યો. દુર્યોધને યુધિષ્ઠિરને જુગાર રમવા આમંત્રણ કર્યું. શકુની તથા દુઃશાસનની મદદથી યુધિષ્ઠિરને દુર્યોધને જુગારમાં હરાવ્યા. યુધિષ્ઠિર જુગારમાં દ્રૌપદી પણ હારી ગયા. ભરસભામાં પાંડવોના દેખતાં દુર્યોધને દ્રૌપદીનાં ચીર ખેંચ્યાં. દ્રૌપદીની સ્તુતિ સાંભળી શ્રીકૃષ્ણે દ્રૌપદીનાં ચીર પૂર્યાં. પાંડવોએ બાર વરસ વનમાં જવું અને એક વરસ ગુપ્ત વેશે રહેવું એમ ઠર્યું.

આ બાર વર્ષ પાંડવો હેડંબા વનમાં રહ્યા, અને તેરમું વર્ષ ધોળકા (વૈરાટ નગર)ના રાજાને ત્યાં જુદા જુદા કામે રહી ગુપ્તવેશ રાખી ગાળ્યું. ત્યાં તેમણે ઘણી મુશ્કેલી ભોગવી. દ્રૌપદી રાણીની દાસીરૂપે રહી સતી ધર્મનું પાલન કરતાં; ભીમ રસોયા રૂપે રહેતો; અર્જુનને શાપ હતો તેથી તે પુરુષપણાનો ત્યાગ કરી

રહ્યો હતો. આ રીતે પાંચે ભાઈ એક જ ગામમાં જુદા જુદા કામે રહી એક વર્ષ પછી હસ્તિનાપુર ગયા. પાંડવોએ દુર્યોધન પાસે પોતાનો રાજભાગ માગ્યો પણ તે તેણે ન આપ્યો. છેવટે યુદ્ધ થયું, તેમાં શ્રીકૃષ્ણ પરમાત્માની મદદથી પાંડવો જીત્યા અને કૌરવો હાર્યા. પાંડવોએ નીતિ અને કૌરવોએ અનીતિ રાખી, પણ છેવટે નીતિનો જય થયો.

દુર્યોધને દ્રોણના દીકરા અશ્વત્થામા પાસે દ્રૌપદીના નાના પાંચ બાળકોનો ઘાત કરાવ્યો. ઉત્તરાના ગર્ભમાં રહેલા બાળક પર બ્રહ્માસ્ત્ર છોડયું, પણ "રામ રાખે તેને કોણ ચાખે" એ ન્યાયે શ્રીકૃષ્ણની મદદથી ધર્મરાજા યુધિષ્ઠિરની જીત થઈ. પાંડવકૌરવો વચ્ચેનું આ યુદ્ધ તે મહાભારતનું યુદ્ધ, એટલે ભારતનું મોટું યુદ્ધ.



## પાઠ ૧૧

## 'અમે સાચના સિપાઈ'

અમે સાચના સિપાઈ,
અમે સાચના સિપાઈ;
સાચ અમારી તલવારો, ને
સાચની બાંધી સવાઈ,

અમે સાચના સિપાઈ,
અમે સાચના સિપાઈ. ૧

સાચ અમારા લડવૈયા,
તે લડશે સાચ લડાઈ,
અમે સાચના સિપાઈ,
અમે સાચના સિપાઈ. ૨

સુણો અમારાં બ્યૂગલ વાગે,
સાચની હાક છવાઈ,
જુઓ અમારી ધજા ફરફરે,
સાચની લહેરો વાઈ,
અમે સાચના સિપાઈ,
અમે સાચના સિપાઈ.

જામે સાચનું લશ્કર સબળે,
આવો તમે ય ભાઈ,
અમે સાચના સિપાઈ,
અમે સાચના સિપાઈ.

—કવિ નાનાલાલ



# પાઠ ૧૨

## શિયાળ અને બ્રાહ્મણ (ભાગ ૧)

એક દિવસ સાંજે રામનગર ગામને ચોરે રામજી, કાનજી, સામત, પુરુષોત્તમ, ઉંમર ઘાંચીનો દીકરો કાસમ, બધા આવ્યા. ગામના બુઢ્ઢા કાકા ચોરામાં બેઠા હતા. છોકરાં કહે કાકા વાર્તા કહો.

કાકા—તમારે શાની વાત સાંભળવી છે? શિયાળની વાત કહું?

કાનજી—કાકા, શિયાળવાની વાત અમને સાંભળવી બહુ જ ગમે. બધાથી લુચ્ચું શિયાળવું; કાં, કાકા?

કાકા—જુઓ, હું વાર્તા કહું ત્યારે કોઇએ વચમાં બોલવું નહિ હોં. વાત એક ચિત્તે સાંભળવી.

એક વખત એક જંગલમાં કોઈ રાજાએ સિંહને પાંજરામાં પૂર્યો. પાંજરામાં પુરાયાને લગભગ ચાર દિવસ થઈ ગયા. સિંહને ખૂબ ભૂખ લાગેલી, તરસ પણ ખૂબ લાગેલી. ખોરાક વિના સિંહ બિચારો દુબળો થઈ ગયો. નિરાધાર અવસ્થામાં ભૂખ્યો ને તરસ્યો સિંહ પાંજરામાં પડ્યો હતો. એક દિવસ એક બ્રાહ્મણ જંગલમાંથી તે રસ્તે એક ગામથી બીજે ગામ જતો હતો. તેણે સિંહનું પાંજરું જોયું. બ્રાહ્મણને દેખી સિંહ બોલ્યો:—

સિંહ—ભગવાન તમારું ભલું કરશે. તમે મને ઉગારો. હું ચાર દિવસ થયાં ભૂખ્યો અને તરસ્યો આ પાંજરામાં પડ્યો છું. જુઓ તો ખરા, મારા શરીરની પાંસળીઓ દેખાવા લાગી છે. હું મરી જઇશ, માટે દયા કરો. ભગવાન તમારું ભલું કરશે.

બ્રાહ્મણ—તમે જંગલના રાજા છો, બહુ જોરાવર છો, વળી તમે ભૂખ્યા છો. કદાચ હું તમને બહાર કાઢું અને તમે મને ખાઈ જાઓ, તો મારે ફરિયાદ કોની આગળ કરવી ?

સિંહ—અરે, પ્રભુ, હું તો ભગત છું. આવો ઉપ-કાર તમે કરો, પછી હું તમને ખાઉં એ બને જ કેમ ?

બ્રાહ્મણના મનમાં દયા આવી. તેણે તાળું ઉઘાડી પાંજરાનું બારણું ખોલ્યું અને સિંહને પાંજરામાંથી છૂટો કર્યો. સિંહના મનમાં એમ થયું, કે હું શિકાર કરવા ક્યાં જાઉં ? બ્રાહ્મણને જ ખાઈ જાઉં.

સિંહ—મહારાજ, હવે હું તમને ખાઈ જઇશ.

બ્રાહ્મણ—અરે ભલા ભાઈ, આવો જુલમ ? તારા ઉપર મેં ઉપકાર કર્યો, તેનો આવો બદલો ?

સિંહ—હા, એવો બદલો. તમે કહો તેની પાસે ન્યાય મેળવીએ, પછી શું ? ઉપકાર ઉપર અપકાર, એ તો દુનિયામાં થયાં જ કરે છે.

બ્રાહ્મણ—ભલે, પેલો વડ ઊભો છે તેની પાસે આપણે ન્યાય કરાવીએ.

સિંહ અને બ્રાહ્મણ વડ પાસે ગયા.

બ્રાહ્મણ—વડભાઈ, વડભાઈ, સાંભળો. આ સિંહ-ભાઈ ભૂખ્યા અને તરસ્યા ચાર દિવસ થયાં પાંજરામાં પડ્યા હતા. સિંહભાઈની આજીજીથી મને દયા આવી. મેં એમને પાંજરામાંથી છૂટા કર્યા, હવે સિંહ કહે છે કે હું તમને ખાઉં, તો ઉપકાર ઉપર અપકાર કરી શું તે મને ખાય ? તમારો શો મત થાય છે ? મને ન્યાય આપો.

વડ—સિંહ જરૂર તમને ખાઈ શકે. જુઓ, મુસાફરો તડકામાંથી થાક્યાપાક્યા આવી મારી છાયામાં વિસામો લે છે. હું મુસાફરો ઉપર ઉપકાર કરું છું; છતાં બધા મારી ડાળો કાપી નાખે છે, અને મારા ટેટા ખાઈ જાય છે. કોઈ પાણાથી, કોઈ કુહાડાથી દરરોજ મને મારે છે, માટે સિંહ તમને ખાય એ મારો ન્યાય.

સિંહ—મહારાજ, સાંભળો. હવે તમને ખાઉં ?

બ્રાહ્મણ—ચાલો, સામે તળાવ દેખાય છે તેને પૂછીએ. તળાવ જે કહે તે સાચું.

સિંહ અને બ્રાહ્મણ તળાવને કાંઠે ગયા.



# પાઠ ૧૩

## શિયાળ અને બ્રાહ્મણ (ભાગ ૨)

બ્રાહ્મણ—તળાવભાઈ, તળાવભાઈ, આ સિંહભાઈને મેં સંકટમાંથી બચાવ્યા, હવે મને કહે છે કે હું તમને ખાઉં. તમારો શો મત થાય છે? તે મને ખાય?

તળાવ—હા, જરૂર ખાય. લોકો મારા જળને પીએ છે, મારા જળથી નહાય છે; છતાં લોકો પોતાનાં ઢોર તળાવમાં નાખે છે, મારા પાણીને ખરાબ કરે છે. લોકો તેમાં ખરાબ કપડાં ધુએ છે. માટે સિંહ તમને ખાય તે મારો ન્યાય.

સિંહ—મહારાજ, સાંભળો, હવે તમને ખાઉં?

બ્રાહ્મણે છેટે એક શિયાળને જતાં જોયો. તેણે કહ્યું કે હવે છેવટ આ શિયાળ જે ન્યાય આપે તે સાચો; એમ કહી શિયાળને સાદ પાડી ઊભો રહેવા અરજ કરી. “શિયાળભાઈ, શિયાળભાઈ, ઊભા રહો, મારો ન્યાય કરો.”

શિયાળ—મહારાજ, હું નવરો નથી; મારે નાતમાં જવું છે. નાતીલા વાટ જુએ છે. માટે ઝટ બોલો.

બ્રાહ્મણ—હકીકત એવી બની છે, કે આ સિંહભાઈ પાંજરામાં પુરાયા હતા.

શિયાળ—મહારાજ, તમે ગાંડા તો નથી થઈ ગયા ને ? સિંહ બાપા તો અમારા જંગલના રાજા છે. એ શું પાંજરામાં પુરાય ખરા ? તમે જૂઠું બોલો છો.

સિંહ—શિયાળભાઈ, મહારાજ સાચું બોલે છે. હું પાંજરામાં પુરાયો હતો.

શિયાળ—બાપલા, એ હું કેમ માનું ? નજરે જોયા વિના વાત મનાય જ નહિ. તમે અમારા રાજા પાંજરામાં પુરાઓ ખરા ?

બ્રાહ્મણ—શિયાળભાઈ, મારી જનોઈના સોગંદ ખાઈને કહું છું કે સિંહભાઈ પાંજરામાં હતા.

શિયાળ—જુઓ મહારાજ, સમખાય તે સદાય જૂઠો. હું નજરે જોઉં તો માનું.

સિંહના મનમાં થયું કે આ શિયાળ નજરે જોયા વિના માનશે નહિ, માટે હું પુરાઈને તેને બતાવું કે આ પ્રમાણે મને પૂરવામાં આવ્યો હતો. સિંહ પાંજરામાં પુરાયો; અને શિયાળને કહ્યું કે શિયાળભાઈ, જુઓ, આ રીતે હું પુરાયો હતો.

શિયાળ—સિંહ બાપા, આમ પુરાયા હતા, પણ બારણું તો ઉઘાડું છે; તો આપ ખુશીથી બહાર નીકળી જાઓ તેમ છો.

સિંહ—મહારાજ, બારણું બંધ કરો; શિયાળભાઇને ખાતરી કરાવો.

બ્રાહ્મણે બારણું બંધ કર્યું.

શિયાળ—બારણું બંધ કર્યું, પણ તાળું ન હોય, તો સિંહ રાજા પોતાનો પંજો જોરથી મારે તો બારણું તો ઊઘડી જાય. માટે આ વાત મનાય તેમ નથી.

સિંહ—એ મહારાજ, ભલા થઈને બારણાને તાળું મારો, ને શિયાળભાઈને ખાતરી કરાવો. પછી શું ?

બ્રાહ્મણે બારણું બંધ કરી તાળું માર્યું, કે શિયાળે બ્રાહ્મણને કહ્યું, 'ભૂદેવ, હવે મહેરબાની કરી પધારો.'

જંગલના રાજા પાંજરામાં જ સીધા સમજ્યા.

છૂટા સિંહને આમ પાછો શિયાળે પાંજરામાં પૂર્યો.

ખાધું, પીધું, રાજ કર્યું.

છોકરાં શિયાળવાની લુચ્ચાઈની વાત સાંભળી ખૂબ રાજી થયાં અને સૌ સૌને ઘેર ગયાં.

---

# પાઠ ૧૪

## ચકલી (ભાગ ૧)

રામનગર ગામમાં ઘણી જાતનાં પંખી છે. કાનજીના મકાનમાં અને કાનજી જે ઓરડામાં સૂવે છે તે ઓરડામાં ત્રણ ચકલીઓએ માળા કર્યા છે. કાનજી દરરોજ આ ચકલીઓને જુએ અને બરાબર અવલોકન કરે. સવારમાં મળસ્કે જ્યારે ગામનાં કેટલાંક આળસુ માણસો સૂતાં હોય, ત્યારે ચકલાં વહેલાં જાગે અને કામે લાગી જાય. ચકલીઓ અને ચકલાઓ પોતપોતાનું કામ કરતાં જાય અને ચીં ચીં બોલતાં જાય. ઘણી વખત તો માળાની જગા માટે, માળો બાંધવાનાં તણખલાં કે રૂ માટે, અથવા તો ખોરાક માટે ચકલાં અંદર અંદર ખૂબ બાઝે; ત્યારે કાનજી મનમાં વિચાર કરે, કે માણસો જેમ પૈસા, જમીન કે સ્ત્રી માટે બાઝે, તેમ જ ચકલાં બાઝે છે કે શું? ચકલાંની લડાઈ થાય ત્યારે કેટલાંક તેને સમજાવવા આવતાં હોય, તેમ ચકલા અને ચકલીઓનું મોટું ટોળું ભેળું થાય, અને લડાઈ પતી જાય તે પછી સૌ પોતપોતાને માળે જાય.

ચકલાંને માણસનો સહવાસ બહુ જ ગમે. જ્યાં માણસનું ઘર ત્યાં ચકલાંનો માળો. આપણે ઘરમાં

છબિઓ ભીંતે ટાંગીશું, તો છબિની પાછળ ચકલી માળો બાંધશે. આપણે ઘરમાં અભરાઈ રાખીએ, તો અભરાઈમાં ચકલાં માળો કરે. ઘરની ભીંતમાં ઊંચે ક્યાંય ગોખલા જેવી જગા હોય, તો ચકલી જરૂર તેમાં માળો બાંધ્યા વગર રહે જ નહિ; અને જો છાપરામાં અથવા આડીઓમાં જરાક પણ પોલ જેવી જગા હોય, તો તે શોધી કાઢી પોતાનો માળો ત્યાં બાંધે.

ચકલાં માળો બાંધતાં હોય, ત્યારે તો જોવાની ખૂબ જ મજા આવે. જેમ આપણે ઘર બાંધતા હોઈએ, ત્યારે કડિયાને મજૂર એક પછી એક ઈંટ આપે અને કડિયો ઘર બાંધતો જાય, તેમ ચકલી પોતાનો માળો બાંધવા માટે તણખલાં, રૂ, સળીઓ, આસપાસ જ્યાં પડી હોય; ત્યાં પ્રથમ જુએ, પછી નીચે આવી બે પગ વતી કૂદતી કૂદતી સળી પાસે જાય. અને પોતાની નાની અને અણીદાર ચાંચ વડે ચીંચીં બોલતી સળીને ચાંચમાં લઈ રાજી થતી થતી માળામાં જઈ મૂકી આવે. ઘણી વાર એમ પણ બને કે એક સળી માળામાં મૂકે ને ચાર સળીઓ નીચે પડી જાય. નીચે પડી ગયેલી બધી સળીઓને ફરી વાર ચાંચમાં એક પછી એક લઈ જઈ માળામાં મૂકી આવે. કેટલાક દિવસ સુધી માળો બાંધવાનું કામ ચાલે. માળો બાંધતી વખતે ઘણી વાર અંદર અંદર તકરાર પણ થાય.

# પાઠ ૧૫

## ચકલી (ભાગ ૨)

ચકલી વરસમાં બે વખત ઈંડાં મૂકે છે. એક વખત જૂન માસમાં અને બીજી વખત ડિસેંબર માસમાં. તે દરેક વખતે પાંચથી છ ઈંડાં મૂકે છે. ચકલીનાં ઈંડાં રંગે ભૂરાં હોય છે અને તે ઉપર કાળાં ટપકાં હોય છે. ઈંડાંને સેવવા માટે ચકલી ઈંડાં ઉપર અમુક દિવસ બેસે છે. ઈંડાં સેવાઈ રહે તે પછી તેમાંથી બચ્ચાં નીકળે છે.

ચકલીનાં બચ્ચાં ટેટા કહેવાય છે. એ ટેટા જ્યારે બહુ જ નાના હોય ત્યારે તેની આંખો બંધ હોય છે. નાનાં બચ્ચાંને ખવડાવવા માટે આખો દિવસ ચકલી અને ચકલો દાણા અને જીવડાં પકડી પકડીને માળામાં લઈ આવે, અને જેવી પોતાની મા માળે આવે કે ટેટાઓ ખૂબ જોરથી ચીં ચીં કરે અને ચાંચ ફાડે, એટલે ચકલી વારાફરતી બધાં બચ્ચાંને ખવડાવે. ચકલી પોતાનાં બચ્ચાંને ખવડાવવા માટે આખા ગામમાં ફરે અને ગમે ત્યાંથી જોઈતો ખોરાક શોધી કાઢે. કાનજી અને રામજી પાટલા ઉપર બેસી જમતા હોય; તો નજીકમાં બેસી ખાવાનું માગતાં હોય તેમ ચકલી અને

ચકલો ચીં ચીં કરે, એટલે કાનજી રોટલીનો ઝીણો કટકો નાખે, તે લઈ ઝટ ઊડી જાય અને બચ્ચાંને ખવડાવે.

ચકલાં ઘણી જાતનાં થાય છે. જ્યારે જારબાજરીના મોલ પાકે ત્યારે લાખોની સંખ્યામાં સીમમાં વૈયાં આવે છે. તે પણ ચકલાંની જાત છે. સાંજે જ્યારે આખી સીમમાં વૈયાં કોઈ મોટા વડ ઉપર બેસવા આવે, ત્યારે જે અવાજ થાય તે જાણે કાપડની મિલ ચાલતી ન હોય તેવું જ લાગે. રામનગરના ચોરા સામે એક પીપળાનું ઝાડ છે, તે ઉપર સાંજે સેંકડો ચકલાં કિલકિલાટ કરી મૂકે.

છોડ ઊગતો હોય ત્યારે ચકલાં ખેડૂતને ફાયદો કરે છે; પરંતુ છોડ ઉપર દાણા થયે તેનો દુશ્મન બને છે, કારણ કે દાણા તેમનો ખાસ ખોરાક છે. ચકલીના દુશ્મનોમાં ખાસ કરીને નાગ, કાગડા, સમડી અને બાજ છે. બાજ પક્ષી ઊડતી ચકલીને નહોરમાં પકડી ખાઈ જાય. નાગ રાત્રે ચકલીના માળામાંથી ઈંડાં ખાઈ જાય.

ચકલી રંગે સફેદ અને કાબરી હોય છે, અને ચકલાની ડોક કાળી કાબરી હોય છે. ચકલીને પગે ચાર આંગળાં હોય છે. ત્રણ આગળ અને એક પાછળ. ચકલી ઝાડ ઉપર બેસે ત્યારે ઝાડની ડાળીને મજબૂત પકડીને બેસે છે.

પોતાના નિર્વાહ માટે અને પોતાનાં બચ્ચાંના નિર્વાહ માટે જે પ્રમાણે ચકલાં ઉદ્યમ કરે છે, તેવો ઉદ્યમ માણસો કરે તો કેવું સારું! એ જ વિચાર કાનજીને સૂતી વેળા આવે.

---

## પાઠ ૧૬

### કાગડો (ભાગ ૧)

એક દિવસ કાનજીએ તેના બાપુજીને સવાલ પૂછયો; બાપુજી, જેમ જાનવરોમાં શિયાળ લુચ્ચું તેમ પંખીમાં કોણ લુચ્ચું ?

બાપુજી—પંખીમાં કાગડો લુચ્ચો. જો સાંભળ, હું કાગડાની વાત કહું.

એક ગામને પાદર પીપળનું ઝાડ હતું, ત્યાં કાગડીએ માળો કર્યો. કાગડાના માળા બનતાં સુધી ગામને પાદર જે ઝાડો હોય તેના ઉપર હોય છે. જો કોઈ પંખીની જાતમાં સંપ હોય તો તે કાગડાની જાતમાં. જ્યારે આપણે ઘેર શ્રાદ્ધ વખતે વાસ નાખીએ છીએ; ત્યારે "કાગવાસ" કહીને ખીર ને રોટલીનાં બટકાં છાપરા ઉપર નાખીએ, ત્યારે એક કાગડો હોય તો

બધાને કા કા કા કહીને બોલાવે, ને ઘડીક વારમાં ગામના બધા કાગડા ભેળા થઈ જાય.

જો કોઈ કાગડો મરી જાય, તો આખા ગામના કાગડા મરેલા કાગડાની આસપાસ કા કા કરતા કરતા ભેળા થઈ જાય; અને જાણે રોવા આવ્યા હોય તેવો દેખાવ કરી મૂકે.

આપણે ગાયને કે ભેંસને ખાણ આપીએ તો તેમાંથી ખાઈ જાય. બાળકના હાથમાં રોટલાના કટકા હોય, ને મોટું માણસ નજીક ન હોય, તો કાગડા હિંમતથી નજીક આવી બાળકના હાથમાંથી રોટલાના કટકા લઈ જઈ ખાઈ જાય.

સમડી અને કાગડાને બાપે માર્યાં વેર. સમડી કાંઈ ખાતી હોય, તો બે ત્રણ કાગડા ભેળા થઈ સમડી પાસેથી તે ખોરાક લીધે જ છૂટકો કરે. ઘણી વખત સાંજે આપણે સીમમાં ફરીએ, તો માલૂમ પડશે કે એક ગામના કાગડા ઊડી ઊડી બીજે ગામ જતા હોય અને બીજાં ગામના ત્રીજે ગામ જતા હોય. કાગડાઓની જાતમાં જાણે કે એક જાતની વ્યવસ્થા અને ધોરણ હોય એમ આપણને લાગે. કાગડાની લુચ્ચાઈની એક વાત એમ છે કેઃ—

એક વખત કાગડીના માળામાં બે ત્રણ બચ્ચાં હતાં. બચ્ચાં મોટાં થયા પછી કાગડીએ બચ્ચાંને કહ્યું;

હવે તમે મોટાં થયાં, તમે ખૂબ ઊડી શકો છો, તમારે પાંખો છે, માટે હવે હું છેવટની શિખામણ આપું છું તે સાંભળો.

તમારે સવારમાં વહેલા ઊઠવું અને કોયલની સાથે દરરોજ લડાઈ કરવી. કોયલ તે તમારી પહેલા નંબરની દુશ્મન છે.



પહેલું બચ્ચું—મા, કોયલ આપણી દુશ્મન કેમ ?

કાગડી—કોયલ પોતાનો માળો બાંધતી જ નથી. તે આપણા માળામાં પોતાનાં ઈંડાં મૂકીને નાસી જાય. કોયલનાં ઈંડાં ભૂલથી સેવીએ આપણે, કોયલનાં બચ્ચાંને ખવરાવી મોટાં આપણે કરીએ. કોયલનું બચ્ચું મોટું થાય અને બોલતાં શીખે, ત્યારે જ ખબર પડે કે આ આપણી નાતની નથી લાગતી.

બીજું બચ્ચું—મા, બીજી શિખામણ શી.

કાગડી—જુઓ, છોકરાં, તમને કોઈ મારવા માટે પાણો, ઠીકરું કે કંઈ ચીજ લેવા નીચે નમે કે તુરત તમારે ઊડી જવું.

પહેલું બચ્ચું—મા, તેં કીધું કે કોઈ નીચું નમે તો ઊડી જવું, પણ એમ ધારો કે કોઈની ભેટમાં કે ગજવામાં પાણા હોય તો અમારે શું કરવું ?

કાગડીએ બચ્ચાંને શાબાશી આપી, અને આશીર્વાદ આપી માળામાંથી ઊડી જવાની રજા આપી.

---

## પાઠ ૧૭

### કાગડો (ભાગ ૨)

કાનજી—બાપુજી, કાગડા ખાય શું ?

બાપુજી—કાગડા રોટલા ખાય, રોટલી ખાય, ભાજીપાલો ખાય, અને માંસ પણ ખાય. આપણે જે જે ખાઈએ તે બધી ચીજો કાગડા ખાય. કબૂતરને ચણ નાખીએ તો દાણા ખાવા પણ બે ત્રણ કાગડા આવે. કોઈ બળદની ડોકે છોલાઈ ગયું હોય; તેની ડોક ઉપર બેસી ચાઠાં ઉપર ધીમે ધીમે એવી રીતે છોલે,

કે બળદને ઇજા થાય નહિ અને ધીરે ધીરે તેનું માંસ ખાય.

દરિયાકાંઠે બગલા માછલી ખાવા ભેળા થાય, અને કોઈ બગલે માછલીને પકડી હોય તો લાગ ફાવે તો બગલા પાસેથી માછલી પણ પડાવી ખાઈ જાય.

દીપડાએ શિકાર કર્યો હોય, તો તેમાંથી પણ ભાગ પડાવે. ટૂંકામાં માણસ, જાનવર, અને પંખી જે કંઈ ખાય તે બધું કાગડાને ખપે. જ્યારે તીડ આવે ત્યારે કાબર તીડને ખાય. કાબરને દેખી કાગડા પણ તીડને ખાઈ જાય. કાગડા આખો દિવસ ખોરાકની શોધમાં ફર્યા કરે છે.

કાનજી—બાપુજી, કાગડી ઇંડાં કયા મહિનામાં મૂકે?

બાપુજી—કાગડી ચૈત્ર મહિનામાં માળો બાંધવાનું શરૂ કરે, અને વૈશાખ મહિનામાં છેલ્લા અઠવાડિયામાં ઇંડાં મૂકે છે. કાગડી વરસમાં એક વખત ઇંડાં મૂકે છે. કાગડીનાં ઇંડાં કૂકડીનાં ઇંડાં કરતાં સહેજ નાનાં હોય છે, અને રંગે અડદિયા પથ્થર જેવાં લાગે છે. કાગડી બેથી ચાર ઇંડાં મૂકે છે.

વૈશાખ મહિનામાં છેલ્લા અઠવાડિયામાં મૂકેલાં ઇંડાંમાંથી નીકળેલાં બચ્ચાં અસાડ મહિનામાં ઊડવા જેટલાં મોટાં થઈ જાય છે.

કાનજી—બાપુજી, કાગડીનો માળો કેવો હોય ?

બાપુજી—ગામને પાદર જઈ કોઈ પીપળ, આમલી કે લીમડાનું ઝાડ હોય, ત્યાં જઈ જોઈશું તો કાગડીનો માળો લગભગ ટોચ ઉપર બાંધેલો દેખાશે. ખેડૂતો કહે છે કે જો કાગડી તેનો માળો ઝાડમાં ઉગમણી દિશા તરફ કરે તો આથમણી દિશાનો વરસાદ આવે; અને જો દખણાદો માળો બાંધે તો ઉત્તર તરફથી સખત વરસાદ પડે; અને જો વચમાં માળો બાંધે તો ચારે દિશાનો એક ધારો વરસાદ પડે. એવી લોકવાયકા છે.

કાનજી—બાપુજી, કાગડામાં સંપ છે તેવો સંપ માણસોમાં હોય તો કેવું સરસ ? કાગડાઓ પણ આપણને સંપનો પાઠ શીખવે છે. સાચું ને બાપુજી ?

બાપુજી—બરાબર, કાનુ તારી વાત સાચી છે.



## પાઠ ૧૮

### કબૂતર (ભાગ ૧)

રામનગર ગામમાં એક ઉંમર કરીને ઘાંચી રહે છે. તેનો નાનો દીકરો કાસમ કાનજીની નિશાળમાં ભણે છે. કાસમ ભણવામાં હોશિયાર અને સ્વભાવે બહુ જ શાંત. કાસમને પંખી ઉપર બહુ જ પ્રેમ.

કાસમ અને કાનજી બન્ને વચ્ચે ખૂબ મિત્રાચારી. ઘણી વખત કાનજી કાસમને ઘેર જઈ પાઠ વાંચે, અને ઘણી વખત કાસમ કાનજીને ઘેર જઈ પાઠ વાંચે.

કાસમે થોડાંક કબૂતર પાળ્યાં હતાં. કાસમ કબૂતરને કેવી રીતે ઉડાડે છે, તે જોવા એક દિવસ રજાને દિવસે સવારે કાનજી અને રામજી કાસમને ઘેર ગયા.

કાનજી—કાં, કાસમભાઈ, કબૂતર ક્યારે ઉડાડીશું?

કાસમ—કાનુભાઈ, તમે મારો અલારખો જોયો ?

રામજી—અલારખો કોણ ?

કાસમ—ચાલો, બતાવું.

ત્રણે જણા ફળિયામાં મોટું આમલીનું ઝાડ હતું, ત્યાં ઓટા ઉપર કબૂતર માટે લાકડાનો નાનો ચબૂતરો કરેલો હતો ત્યાં ગયા. કાસમે ચબૂતરાના એક ખાના-માંથી એક સફેદ નર કબૂતર વહાલથી લઈ કાનજીના હાથમાં દીધું, અને કહ્યું, આ રહ્યો મારો અલારખો.

કાનજી—અહાહા, કાસમભાઈ, કેવો સરસ સફેદ રંગ !

કાસમ—કાનુભાઈ, હવે એને નીચે મૂકી દો. જુઓ તો ખરા, કેવી છાતી ફુલાવી ઘૂઘવાટ કરે છે. ગામનાં થુથાં પારેવાં આવાં નથી હોતાં.

કાનજી—આ અલારખો તમારો માનીતો લાગે છે.

કાસમ—કાનુભાઈ, અલારખો ટપાલીની પેઠે કાગળ લઈ આવે છે. કાનુભાઈ તમે અહીં રહેજો, અને હું રામુભાઈની સાથે અલારખાને લઈ રામધાર ઉપર જાઉં છું. ત્યાંથી એક ચિઠ્ઠી લખી અલારખાની ચાંચમાં આપી તમારા પર મોકલું છું. અલારખો બરાબર તમને એ ચિઠ્ઠી આપશે. આ કાસદિયું કબૂતર છે. અલારખાને મેં પઢાવ્યો છે.

રામજી અને કાસમ અલારખાને લઈ રામધારે ગયા. અહીંથી રામનગર લગભગ અર્ધો ગાઉ છેટું છે. પછી કાસમે કાનુભાઈ પર એક કાગળ લખ્યો.

રામનગર, તા. ૬–૨–૪૧

વહાલા કાનુભાઈ,

અલારખો, રામુભાઈ અને હું રામધાર ઉપર હમણાં આવ્યા. આ કાગળ લખી અલારખાની ચાંચમાં આપી અલારખાને ઉડાડીએ છીએ. અમે હમણાં જ પાછા ગામમાં આવીએ છીએ.

લી. સ્નેહાધીન

**કાસમ**



આ પ્રમાણે કાગળ લખી અલારખાની ચાંચમાં આપ્યો અને કાસમે ધા કરી અલારખાને હવામાં ફેંક્યો. આ સફેદ કબૂતર ગુલાંટ મારતું મારતું ખૂબ અદ્ધર ઊડ્યું, અને થોડી વારમાં તો ગામ તરફ પહોંચ્યું. હજી કાસમ અને રામજી દોડીને ઘેર ન પહોંચ્યા, તે પહેલાં તે પહોંચ્યું. તે કાસમને ઘેર આમલીના ઓટે આવી કાનજી પાસે બેઠું. કાનજીએ તેને પકડી લીધું અને ચિઠ્ઠી વાંચી. થોડી વારમાં રામજી અને કાસમ પણ આવી પહોંચ્યા. કાનજીએ કાસમને કબૂતર સંબંધી સવાલો પૂછ્યા.

---

# પાઠ ૧૯

## કબૂતર (ભાગ ૨)

કાનજી—ગામનાં કબૂતર કાગળ લઈ જાય ખરાં કે નહિ ?

કાસમ—ગામનાં થુથાં રંગનાં કબૂતરને કોઈ પાળતું નથી. ધોળા રંગનાં લોટણ કબૂતરની જાત બહુ જ સરસ ગણાય છે.

કાનજી—આ કબૂતરને શું ખાવાનું આપો છો ?

કાસમ—જુવાર, બાજરો, ઘઉં, ચણા, મગફળી, તમામ જાતના દાણા કબૂતર ખાય.

કાનજી—જો પારેવાં દાણા જ ખાતાં હોય, તો તો ખેડૂતનાં તે દુશ્મન ગણાય.

કાસમ—હા, કાનુભાઈ, ખળામાં જ્યારે ખેડુઓ જુવાર, બાજરો મસળતા હોય, ત્યારે ગામનાં બધાં કબૂતર ખળામાં દાણા ખાવા જાય.

કાનજી—પારેવાં માળો ક્યાં બાંધે ?

કાસમ—આપણા દેશમાં મોટાં શહેરોમાં કબૂતરના ચબૂતરા બાંધેલા હોય છે. ત્યાં નાનાં નાનાં ઘરો હોય તેમાં કબૂતરો ઈંડાં મૂકે છે.

ગામડામાં ખાસ કરીને જૂના પડતર કૂવા હોય અને તેમાં હવા ઠંડી હોય, ત્યાં કબૂતર ભેખડોમાં માળા કરે છે અને ઈંડાં મૂકે છે. કબૂતરનો માળો બેડોળ હોય છે; ઝીણાં મોટાં સાઠીકાં આડાંઅવળાં મૂકી તે માળો બનાવે છે.

ઘણી વખત તેમાંથી બધાં સાઠીકાં એટલે આખો માળો કબૂતરની કમ આવડતને લઈ કૂવામાં પડી જાય છે. ઘણી વખત ઈંડાં પણ માળામાંથી પડી જાય છે અને ફૂટી જાય છે.

ઘણી સુંદર નિશાળો તથા કચેરીઓના ગોખમાં થઈ પારેવાં અંદર માળા નાખે છે અને ચરક ચરક કરી મકાન બગાડે છે. એની ચરક દવાના કામમાં વપરાય છે, કારણ કે તે ગરમ છે.

માદાને બીજી વખત ઈંડાં મૂકવા ટાણું થાય, ત્યાં સુધી કબૂતરનાં બચ્ચાં ઘણે ભાગે તેનાથી અલગ થતાં નથી; જેથી તે માદા અને નર તેને હેરાન કરી નસાડે છે.

કબૂતરની માદા વરસમાં બે વખત ઈંડાં મૂકે છે. ઈંડાં સફેદ રંગનાં હોય છે. તેને નર અને માદા બંને સેવે છે. બચ્ચું પરિપકવ થાય એટલે ઈંડાં ફોડી બચ્ચાં નીકળે છે. મે અને નવેમ્બર માસમાં તેના માળામાં ઈંડાં જોવાની મજા આવે છે.

કબૂતરનાં ઈંડાં ખાવા ઘણી વખત ઘો આવે છે. સાપ પણ તેને હેરાન કરે છે.

કબૂતર ઝીણી ધોળી રેતી ત્રણ પહોરમાં પચાવી શકે છે, એવી જૈનોની વાત છે.

"કબૂતરને ચણ" એ (જૈન ધર્મના) પરોપકારનું એક પગલું છે. બીજાં પંખી કરતાં કબૂતર ગરીબ છે. કબૂતર એ એનું ખાસ નામ છે; પણ કૂવા કાંઠે પાળ ઉપર જોવામાં આવે છે, તેથી તે પારેવાં પણ કહેવાય છે.

ધોળું, રાતું અને ભૂખરું એવી એની ત્રણ જાત છે. યુરોપમાં સમાચાર પહોંચાડી આવવાની હરીફાઈમાં કબૂતરો ઉત્તમ કામ કરે છે, અને તેમાં મોટી રકમનાં ઇનામો જીતે છે.

કાનજીને તેવાં કબૂતર રાખી આ દેશમાં તેનો ઉપયોગ કરવાની તીવ્ર ઇચ્છા થઈ, ને તે તેણે નવરાશની વેળાએ તેના બાપુજીને જણાવી.

---

# પાઠ ૨૦

## *કરોળિયો ને માખી




કરોળિયો કહે માખીને,
'આવ તું ઘરની માંય,
આવું સુંદર ઘર બીજે
ભાળે નહિ તું ક્યાંય. ૧

ગોળ ફરતી નિસરણીએ
ચડી ઉપર તું આવ,
કંઈ કંઈ મનહર વસ્તુઓ
દેખાડું તને ત્યાંય.' ૨

* અંગ્રેજી ઉપરથી

'ના, રે ના,' માખી વદે,
'મનડું નવ લોભાય,
ગોળ ફરતી નિસરણીએ
જાય તે પાછું થાય.' ૩

---

## પાઠ ૨૧

## ગાયની ઓળખાણ



આજે રામનગરની શાળાના માસ્તર સાહેબ; બીજી ચોપડી ભણતા બાળકોને ખેતી-વિજ્ઞાન વાચન-માળાનો પહેલો પાઠ શીખવવાના છે. રામનગરમાં

સારામાં સારી ગાય પટેલને ત્યાં છે. માસ્તર સાહેબે પટેલને કહી રાખ્યું હતું, કે આજે નિશાળનાં છોકરાં તે ગાય જોવા તેમને ઘેર આવશે. પટેલના દીકરા સામતે પોતાની ગાયને અને તેની વાછરડીને હાથ ફેરવી ખૂબ સાફ કરી રાખી હતી. માસ્તર સાહેબ નિશાળેથી બધાં છોકરાંઓને બબ્બેની હારમાં ચલાવી પટેલને ઘેર ફળિયામાં લઈ આવ્યા.

ગાયને ફળિયામાં એક ખીલે બાંધી હતી, તેના ફરતું કૂંડાળું કરી છોકરાંઓ બધાં બેસી ગયાં. પટેલ ગાયને ખંજવાળતા હતા અને સામત ગાયની વાછરડી-ને ખંજવાળતો ઊભો હતો. ગાય પોતાની વાછરડીને જીભથી સાફ કરતી હતી.

માસ્તર સાહેબ—બોલો, કાનજી, આ ગાયનો રંગ કેવો છે?

કાનજી—જી, સાહેબ, લાલ રંગ છે.

માસ્તર સાહેબ—રંગમાં બીજું કંઈ તમે જોઈ શકો છો? પુરુષોત્તમ, તમે બોલો.

પુરુષોત્તમ—જી, મને ખબર નથી.

માસ્તર સાહેબ—જુઓ, તેના કપાળમાં ધોળું ટીલું છે. વળી તેના પેટ ઉપર ઘેરા રંગનું એક

લાંખું છે. દેશાણ ગાયની તે નિશાની છે. કાનજી તમે ઊભા થાઓ અને ગાય પાસે જઈ માથાનું વર્ણન કરો.

કાનજી ઊભો થઈ ગાય પાસે ગયો અને બોલ્યો.

૧. આ ગાયનું માથું છે.

૨. આ ગાયની બે આંખો છે, તેનાથી ગાય આપણને જુએ છે.

૩. આ ગાયના બે કાન છે. કાન લાંબા, ઝૂલતા અને અંદર વળેલા છે. કાનથી ગાય સાંભળે છે.

૪. આ ગાયનું નાક છે. તેમાં બે નસકોરાં છે. તેનાથી ગાય શ્વાસ લે છે.

૫. ગાયના માથા ઉપર બે શીંગડાં છે. તે ઉપરથી વળેલાં છે. શીંગડાંની નીચે કપાળ આવેલું છે. ગાયનું કપાળ ઊપસેલું છે.

૬. આ ગાયનું મોઢું છે. મોઢામાં દાંત અને જીભ છે; જેથી ગાય ખડ, કપાસિયા, ગદબ, વગેરે ખાય છે.

૭. શીંગડાંની પાછળ ડોક આવેલી છે.

માસ્તર સાહેબ—રામજી, તમે ગાયના આગલા ભાગનું વર્ણન કરો. કાનજી, તમે બેસી જાઓ.

રામજી—૧. ગાયને કુલ ચાર પગ હોય છે. આ બે આગલા પગ કહેવાય છે. દરેક પગમાં ખરી હોય છે.

ખરીની વચ્ચે ફાટ હોય છે. ખરી ઉપર નળા અને ઢીંચણ આવેલા હોય છે.

૨. આગલા બે પગ વચ્ચે છાતીનો ભાગ આવેલો છે.

૩. છાતીથી મોઢા સુધીનો ભાગ તે ગળું કહેવાય છે.

૪. ગળા ઉપરની ચામડી અડતાં ઘણી જ લીસી લાગે છે.

૫. આગલા પગના ઉપરના ભાગને બાવડાં કહેવાય છે.

માસ્તર સાહેબ—સામત, તમે હવે ગાયના પેટ, આઉ અને પીઠનું અવલોકન કરી વર્ગને કંઈક સમજાવો.

સામત—જી, સાહેબ. ૧. ગાયના આગલા અને પાછલા પગ વચ્ચેનો ભાગ છે, તે પેટ કહેવાય છે.

૨. પેટની બન્ને બાજુએ પાંસળીઓ આવેલી હોય છે. પાંસળીઓ વચ્ચે પોલાણવાળી જગામાં ફેફસાં વગેરે આવેલાં હોય છે.

૩. ગાયનું પેટ જેમ મોટું તેમ સારું, કારણ કે ફેફસાંને પુષ્કળ હવા મળવાથી ગાય તંદુરસ્ત રહે છે.

૪. પેટની નીચે દૂધની નસ અને દૂધકૂઈ આવેલાં છે. જેમ દૂધની નસ જાડી અને ઊપસેલી તેમ ગાય

વધુ દૂધ આપે છે. ગાય વધુ દૂધ આપે કે નહિ તે દૂધની નસ જોવાથી ખબર પડે છે.

૫. દૂધની નસ દૂધકૂઈમાંથી નીકળી આઉ તરફ જાય છે.

૬. ગાયનું આઉ ગોળાકાર હોય, અને તેમાં આવેલા ચાર આંચળો સમચોરસ અને એકસરખા હોય તેમ આઉ સારું ગણાય. મોટા આઉવાળી ગાયમાં વધુ દૂધ, નાના આઉવાળી ગાયમાં ઓછું દૂધ.

૭. આઉ ઉપરની રુવાંટી ખરસટ હોય તે સારું ન ગણાય; જેમ આઉ અડવામાં સુંવાળું અને પાતળું તેમ દૂધનું પ્રમાણ વધારે.

માસ્તર સાહેબ—શામજી, તમે ગાયના પાછલા પગનું વર્ણન કરો. સામત, તમે બેસી જાઓ.

શામજી—જી, સાહેબ. ૧. દુઝણી ગાય ઉભેલી હોય ત્યારે તેના પાછલા પગ પાછળથી પહોળા હોય તેમ તે ગાય સારી ગણાય. આ ગાયના પાછળના પગ પહોળા છે. આઉ મોટું હોય તો જ તેમ થઈ શકે. નાના આઉવાળી ગાયના પાછલા પગ સાંકડા અને ભેળા રહે છે.

૨. ગાયનું પૂંછડું જેમ લાંબું તેમ સરસ.

માસ્તર સાહેબ—જુઓ, સાંભળો, હવે આપણે ગાયને પારખતાં બરાબર શીખવા માટે તેમાં જુદા જુદા અવયવના માર્ક આપતું પત્રક બનાવીશું.

—: ગાયનું અવલોકન :—

પત્રક

| | કુલ માર્ક | મળેલા માર્ક |
|---|---|---|
| ૧ : સામાન્ય દેખાવ | | |
| કદ, ઉંમર, રંગ, દૂધ | ૨૦ | ૧૫ |
| ૨ માથું, આંખ, કાન, નાક, મોઢું, શીંગડાં | ૨૦ | ૧૬ |
| ૩ આગલો ભાગ | | |
| આગલા પગ, છાતી, ડોક, બાવડાં | ૨૦ | ૧૫ |
| ૪ પેટ, પીઠ, પાંસળીઓ, આઉ, આંચળ. | ૨૦ | ૧૬ |
| ૫ પાછલો ભાગ | | |
| પાછલા પગ, થાપા, પૂંછડું. | ૨૦ | ૧૬ |
| | ૧૦૦ | ૭૮ |

આ પ્રમાણે ગાય વિષે પુષ્કળ માહિતી મેળવી છોકરાઓને લઈ માસ્તર સાહેબ નિશાળે ગયા.

# પાઠ ૨૨

## સુથારની કોઢ (ભાગ ૧)



રામનગરમાં મકનજી મિસ્ત્રી કરીને એક સુથાર રહે છે. મકનજી મિસ્ત્રીને આખા ગામના બધા લોકો મકનભાઈ કહીને બોલાવે, અને ગામનાં છોકરાં મકનકાકા કહે. મકનભાઈની ઉંમર હાલ પાકી ગઈ છે; પણ જ્યારે મકનજી જુવાન હતા, ત્યારે દશ વરસ આફ્રિકા કમાવા ગયા હતા. મકનભાઈ સુથારી-

કામ સાથે લુહારીકામ, અને કડિયાકામ પણ જાણે. રામનગરમાં જેટલાં મકાન નવાં બંધાય, તેટલાં બધાં ઉપર મકનભાઈની દેખરેખ જરૂર હોય. આખા ગામમાં મકનભાઈના પ્રમાણિકપણાની તો શાખ પડી ગઈ છે.

મકાન ચણાવવામાં કઈ જગ્યાએ બારીબારણાં મુકાવવાં, કેવા ઘાટનાં મુકાવવાં, એ મકનભાઈ બરાબર જાણે. બારી બારસાખ મૂકવામાં, ઘરની છતનાં લાકડાં સસ્તાં અને સારાં શહેરની બજારેથી લેવામાં, મકન-ભાઈની પૂરી જરૂરત પડે. મકનભાઈ બધા તરફ સરખો ભાવ રાખી બધાનું કામ પોતાનું જ ગણીને એક દિલથી કરી આપે.

રામનગરમાં મકનભાઈની કોઢ છે. મકનભાઈ કામ કરતા હોય ત્યારે ગામના કેટલાક ખેડૂતો કોઢમાં આવે. મકનભાઈ ખેડૂતો સાથે વાત કરતા જાય અને પોતાનું કામ કરતા જાય. કયા ખેડુએ કઈ વાડીમાં શું વાવ્યું છે, તે મકનભાઈ બરાબર જાણે. કોઈ ખેડૂતને નવું હળ બનાવવું હોય, તો બોલાવે મકનભાઈને. કોઈ ખેડૂતના નવાણ ઉપર મંડાણ નાખવું હોય, તો વાડીએથી ખેડૂતનો દીકરો દોડતો આવી મકનકાકાને બોલાવે. મકનકાકા માથે ફાળિયું વીંટી, ખભે વાંસલો,

કુહાડો રાખી અને બીજા હાથમાં વીંધણું, સાયડી, કરવતી અને ધંધુણી લઈ વાડીએ જવા ઊપડે.

વાડીએ પહોંચ્યા પછી તુરત જ કામે લાગી જાય. વાંસલેથી પાવડાના છેડા ચોરસ ઘડે, વીંઝણેથી પાવડાના ઘડેલા છેડાના માપ પ્રમાણે બીજા લાકડામાં વીંધ પાડે. પાવડા બેસાડી મંડાણ બે કલાકની અંદર તૈયાર કરી આપે.

ખેતીનાં તમામ ઓજારો જેવાં કે હળ, કળિયું, સમાર, બેલી, એકલિયું, ગાડાં, ગાડી, સાંબડા, દાઢા, ધૂંસરું, ગરેડી, સૂયા, ખંપાળી, ખાટલાના તથા માંચીના પાયા, ખાટલાની ઈસો, ઊપળાં, તરેલાં, ચિચોડાની જાંગીઓ, ખરપિયા, કોદાળી, ત્રિકમ, દાતરડાં, પાવડાના હાથા એમ ઝીણું મોટું બધું કામ મકન મિસ્ત્રી જે જે ખેડુને જેની જેની જરૂર હોય, તે વિના વિલંબે કરી આપે.

મકન મિસ્ત્રીના હાથે બેસાડેલા રંગિત ઢોલિયાનાં, ઘોડિયાનાં અને પલંગનાં સાલ કદી મોળાં પડે નહિ, એવી એની સાલ બેસાડવાની આવડત. લાકડાની જાતો કેટલી હોય છે, કેવી જાતના લાકડામાંથી કેવી ચીજ બને, તે તથા લાકડાના જુદા જુદા દોષો એ બધું મકનભાઈ જાણે.

વેપારીના ઘરમાં બેસવાના પાટલા, વેલણા, ખીંટીઓ, દુકાનમાં વસ્તુઓ ગોઠવવાની નાની મોટી પેટીઓ, પટારા, અભરાઈઓ, બાંકડા, મેજ, નાની ત્રિપાઈઓ તેમ જ કપડાં રાખવાનાં કપાટો, ખુરસીઓ, વગેરે ચીજો પણ મકનભાઈને આવડે. આફ્રિકામાંથી કેટલીક ખુરસી તથા મેજનાં ચિત્રોવાળી ચોપડીઓ મકનભાઈ લઈ આવ્યા છે, તેમાંથી જે નમૂનો બતાવો તે પ્રમાણે ખુરસી, મેજ, કે કપાટ બનાવી આપે.

---

## પાઠ ૨૩

## સુથારની કોઢ (ભાગ ૨)

વરસમાં બે દિવસ મકનભાઈની કોઢ જોવા રામનગરની શાળાના વિદ્યાર્થીઓ જાય. મકન મિસ્ત્રીની કોઢમાં જે જે સાધનો હતાં, તેની નોંધ એક વખત કાનજીએ પોતાની નોંધપોથીમાં કરી લીધી. એ નોંધ નીચે પ્રમાણે હતી.

—: સુથારની કોઢમાંનાં સાધનોની નોંધઃ—

| નં. | સાધન | ઉપયોગ |
|---|---|---|
| ૧. | મોટી કરવત | મોટા લાકડાના બીમમાંથી પાટિયાં પાડવા માટે. |

| નં | સાધન | ઉપયોગ |
|---|---|---|
| ૨. | આડિયું | મોટાં પાટિયાંમાંથી નાનાં પાટિયાં કરવા તથા બાવળના વેઢાના કટકા કરવા માટે |
| ૩. | કરવતી | ઝીણાં દેવદારનાં પાટિયાંના કટકા કરવા માટે. |
| ૪. | કુહાડો | ઊભાં ઝાડોનાં થડ તથા ડાળો કાપવા માટે તથા લાકડાં ફાડવા માટે. |
| ૫. | વાંસલો | કાપેલાં લાકડાંને છોલવા માટે. |
| ૬. | ચોરસી | બારસાખ વગેરેના લાકડામાં વીંધ પાડવા માટે. |
| ૭. | વીંધણું | ચોરસ, ઝીણું અને ઊંડું વીંધ પાડવા માટે. |
| ૮. | સાયડી | ગોળ વીંધ પાડવા માટે. |
| ૯. | ઘણ | બાવળનાં લીલાં લાકડાં ફાડવા છીણી ઉપર પછાડવા માટે. |
| ૧૦. | છીણી | લીલાં કઠણ લાકડાં ફાડવા માટે. |
| ૧૧. | વેણું | લોઢાના પાટામાં વીંધ પાડવા માટે. |
| ૧૨. | પકડ | ચૂંકો ખેંચી લેવા માટે. |

| નં. | સાધન | ઉપયોગ |
| --- | --- | --- |
| ૧૩. | કાપણી | તાંબાપિત્તળના તાર કાપવા માટે. |
| ૧૪. | હથોડી | ખીલા ઠબકારવા માટે. |
| ૧૫. | તણી | ત્રાંસા લાકડાનો વેર કાઢવા તથા વાંકિયા કાઢવા માટે. |
| ૧૬. | નિસાતરો | ઓજારની ધાર કાઢવા માટે. |
| ૧૭. | ગરમી | બારસાખમાં લીટો કરવા માટે. |
| ૧૮. | ધંધુણી | સાયડી ઉપર દોરડી વીંટવાની હોય તેને ધંધુણી કહેવાય. |
| ૧૯. | રંદો | પાટિયાં લીસાં કરવા માટે. |
| ૨૦. | દેરાજ | પાટિયાં લીસાં કરવા માટે. |
| ૨૧. | વીટ | પાટિયાં લીસાં કરવા માટે. |
| ૨૨. | ખરસિયો | પાટિયાં લીસાં કરવા માટે. |
| ૨૩. | કાટખૂણો | કપાટ, ખુરસીઓના સાંધા બેસાડવામાં માપ માટે. |
| ૨૪. | ફૂટ | માપવા માટે. |
| ૨૫. | ડીસમીસ | પેચમાંથી સ્ક્રૂ કાઢવા માટે. |
| ૨૬. | બેધારિયો | બારસાખમાં લીટા કરવા માટે. |
| ૨૭. | ઘોડી | લાકડું નાખવા માટે. |
| ૨૮. | કઢામણું | લાકડું વહેરવા માટે ઊભું રાખવા. |

| નં. | સાધન | ઉપયોગ |
|---|---|---|
| ૨૯. | લેવલ | લેવલ લેવા માટે. |
| ૩૦. | ફીલફીલ | પાટિયાનું સાંધ બેસાડવા માટે. |
| ૩૧. | ગોળફીલ | બારસાખમાં ગોળ હાંસો કરવા માટે. |

આ નોંધ કાનજીએ શાળાના માસ્તર સાહેબને બતાવી, અને શાળામાં જઈ બધા છોકરાઓને તે પ્રમાણે નોંધ કરવા સૂચના કરી.

---

## પાઠ ૨૪

### લુહારની કોઢ (ભાગ ૧)

રામનગર ગામમાં ત્રિકમજી લુહાર રહે છે. ગામના લોકો ત્રિકમભાઈ કહીને તેને બોલાવે. ત્રિકમભાઈ લુહારી કામમાં બહુ જ હોશિયાર. ત્રિકમભાઈએ એક વખત છ હૉર્સ પાવરનું એંજિન લઈ રામનગરમાં ઘંટીનો સંચો નાખ્યો હતો; પણ થોડાક દિવસ પછી સંચો બંધ કર્યો, કારણ કે સંચાવાળી ઘંટી ચલાવવાથી લોટમાંથી સત્ત્વ ઊડી જાય છે તથા ઘણા ગરીબ માણસોની રોજી તૂટી જાય છે, એવી તેની ખાતરી થઈ. રામનગર ગામમાં બધાં ઘરોમાં હાથની ઘંટીથી લોટ પિસાય છે.



પટેલની વાડીમાં ચાર કોસનું પાણી થયું, ત્યારે એંજિન અને પંપ ગોઠવવા માટે પટેલે ત્રિકમભાઈની સલાહ લીધી હતી. કેટલી જાતનાં એંજિનો કઈ કઈ કંપનીમાં મળે છે, તે બધું ત્રિકમભાઈ જાણે. એંજિનની શી કિંમત પડશે, રેલવે નૂર કેટલું લાગશે, એંજિન આવ્યા પછી વાડીમાં તેને કયે ઠેકાણે ગોઠવવું, સિમેન્ટનો ઓટો કેવો મજબૂત બાંધવો, તેમાં એંજિન ગોઠવી એંજિનની ગરેડી પંપની ગરેડી સાથે કેવી રીતે લગાડવી, તે બધું ત્રિકમભાઈ સિવાય ગામમાં કોઈને ન આવડે. “મારો દીકરો સામત નિશાળમાંથી ભણીને ઊઠી જાય, તે પછી તમે એને એંજિન હાંકતાં

શીખવજો," એમ પટેલે ઘણી વાર ત્રિકમભાઈને કહેલું. પટેલની વાડી ઉપર ચાળીસ વીઘાંનું પીત તે એંજિન વિના પૂરું પડે તેમ નથી.

દરરોજ સવારમાં રામનગરના ચોરામાં આપણે બેઠા હોઈએ, ત્યારે ત્રિકમ લુહારની કોઢમાંથી ધમણનો અવાજ આવ્યા કરે, અને થોડી થોડી વારે ઠમ્ ઢફ, ઠમ્ ઢફ, ઢફ ઢફ એવા અવાજો આવે, ત્યારે બધા જાણે કે ત્રિકમભાઈ કોઢમાં કામ કરે છે.

રામનગરના ખેડુઓને કળિયાની રાંપ જોઈતી હોય કે હળની કોશ જોઈતી હોય, અગર કૂવામાંથી પાણી ખેંચવા લોઢાનો કોસ જોઈતો હોય, તો તે બધું ત્રિકમ લુહારની કોઢમાંથી વેચાતું મળે. ત્રિકમભાઈની કોઢે તગારાં, દાતરડાં, ધારિયાં, સાણસી, કડછી, તાવેથો, લોઢી, તવી, તેમ જ ગોળ પકાવવાની કડાઈઓ પણ બનાવાય. ત્રિકમભાઈની કોઢે સવારથી બપોર અને બપોરથી સાંજ સુધી ધમણના ફૂંકિયા આગળ આવેલી ચૂલમાં ધગધગતા કોલસા બળ્યા જ કરતા હોય.

ગાડાનાં પૈડાંને ધગધગતો પાટો ચડાવતી વેળા ગામનાં છોકરાંનું ટોળું ત્રિકમભાઈ લુહારની ચપળતાનાં મનમાં વખાણ કરતું, ચારે તરફ ઊભું રહી

જોઈ રહે. કળિયાની રાંપને લાલચોળ થઈ જાય તેટલી ખૂબ તપાવી ત્રિકમભાઈ સાણસી વતી રાંપને મજબૂત પકડી તેને એરણ ઉપર રાખી હથોડાના ઘા કરે, તે વખતે ત્રિકમભાઈના ચહેરા ઉપર લુહારી વિદ્યાનું તેજ ઝળકી ઊઠે.

રામનગર ગામના લોકોને જેમ મકનજી મિસ્ત્રી વિના ન ચાલે, તેમ ત્રિકમભાઇ લુહાર વિના પણ ન ચાલે. મકનભાઈ હળ બનાવે તો ત્રિકમભાઈ પાસેથી હળની કોશ લેવી જોઈએ. જો મકનભાઈ ખેડૂતની વાડીએ મંડાણ માંડી દે, તો ત્રિકમભાઈ પાસેથી લોઢાનો કોસ ખરીદવો પડે. ખેડૂતો જો ત્રિકમભાઈ પાસેથી ત્રિકમ અને કોદાળી ખરીદે, તો મકનભાઈ પાસે ત્રિકમ અને કોદાળીના હાથા માટે જવું જોઈએ. રામનગર ગામને સુથારની પણ જરૂર અને લુહારની પણ જરૂર.



# પાઠ ૨૫

## લુહારની કોઢ (ભાગ ૨)

ત્રિકમભાઈની કોઢમાં રામનગરની શાળાના બાળકો વરસમાં બે વખત જાય, અને કોઢમાં જે જે સાધનો વતી ત્રિકમભાઈ કામ કરતા હોય તેની નોંધ નીચે પ્રમાણે કરે.

| નં. | સાધન | ઉપયોગ |
|---|---|---|
| ૧. | ધમણ | ભઠ્ઠીમાં નાખેલા કોલસામાં અગ્નિ ફુંકાવવા માટે. |
| ૨. | એરણ | અગ્નિમાં તપાવેલા લોઢાની ચીજોને એરણ ઉપર રાખી હથોડા વતી ટીપવા. |
| ૩. | હથોડા | તપાવેલા લોઢાને વાળવા, લંબાવવા અને ટીપવા માટે. |
| ૪. | ઘણ | ગાડાના પાટા તેમ જ કળિયાની રાંપોને તપાવી ટીપવા માટે. |
| ૫. | સાણસી | તપાવેલા લોઢાની ચીજો પકડવા માટે (ત્રણ જાતની હોય છે.). |
| ૬. | કાગડી | કાગડાની ચાંચ જેવા વાંકા વાળેલા સોયાવાળી સાણસી. |

| નં. | સાધન | ઉપયોગ |
|---|---|---|
| ૭. | ચાંપવાળી | તપાવેલું લોઢું પકડવાની ત્રણ કે ચાર આંગળ પહોળી સાણસી. |
| ૮. | ચવડો-હથોડી | ધગાવેલા લોઢાને ટીપવા માટે. |
| ૯. | વેણું | ધગાવેલા લોઢામાં વીંધ પાડવા માટે. |
| ૧૦. | છીણી | લોઢું કાપવા માટે. |
| ૧૧. | કાપણી | પતરું તથા વાળા કાપવા માટે. |
| ૧૨. | એકલવાય | સાંધા તથા કૂંડલિયો કરવા માટે. |
| ૧૩. | પટાસણું | લોઢાને વાળવા માટે દસ્તા જેવું નાનું મોટું ત્રણ જાતનું હોય છે. |
| ૧૪. | અતરડો | ધારિયાની ધાર કાઢવા માટે. |
| ૧૫. | કાનસ | લોઢાં ઘસવા માટે. |
| ૧૬. | કંપાસ | લોઢાનાં પતરાં ઉપર ગોળાકાર આકૃતિ દોરવા માટે. |
| ૧૭. | કાકચણી | દાતરડાં કાકરવા માટે. |
| ૧૮. | સીધરો | લોઢાની વસ્તુ પકડવા માટે લાકડાનું બનાવેલું ઓજાર. |

| નં. | સાધન | ઉપયોગ |
|---|---|---|
| ૧૯. | ચાપણ | વળી ગયેલાં લોઢાં સીધાં કરવા માટે. |

દરેક વિદ્યાર્થીએ આ પ્રમાણે નોંધ કરવી જોઈએ.

## પાઠ ૨૬

## કુંભારવાડો



રામનગર ગામમાં એક કુંભારવાડો છે. તેમાં ત્રણ કુંભારનાં ઘર છે. રામનગરની શાળાના વિદ્યાર્થીઓ આજે હરજી કુંભારને ઘેર માટીનાં વાસણો કેમ બને છે તે જોવા આવ્યા છે.

હરજીભાઈ ફળિયામાં ઉભડક પગે બેસી એક નાના પરોણાના કટકાથી સામે ગોઠવેલા ચાકડાને ખૂબ જોરથી ફેરવતા બેઠા હતા. ચાકડાના પૈડાની વચ્ચોવચ ભીની માટીનો પિંડ હતો. હરજીભાઈની બાજુમાં એક પાણીનું કૂંડું હતું અને કૂંડામાં થોડુંક પાણી અને ભીની માટીથી ખરડાયેલો દોરીનો કટકો હતો.

હરજીભાઈની સામે પકવેલા સો બસો ઘડા, ચાળી-સેક માટલાં અને દશબાર ગોળા, ફળિયામાં બાંધેલા ઓટા ઉપર ઊંધાં વાળી ગોઠવી મૂકયાં હતાં. સામેના ખૂણામાં બસોક તાવડીઓ, પચાસ કથરોટો અને થોડાંક હાંડલાં પણ વેચવા સારુ રાખેલાં હતાં.

હરજીભાઈના મકાનની ઓસરીમાં શ્રીકૃષ્ણ અને ગાય, હનુમાનજી, શ્રીરામચંદ્રજી, લક્ષ્મણ, સીતા, મોર, પોપટ અને મગર, વગેરે જાતજાતનાં માટીનાં રમકડાં રાખેલાં હતાં. આ સિવાય કાચો માલ નિભાડા માટે તૈયાર કરેલો તે પણ ઘણો હતો. બાજુના ઘરમાં બીજા કુંભારભાઈનું ઘર હતું. ત્યાં તે ભાઈ ટપલાંથી માટીનો ઘડો ઘડતા હતા. ત્રીજા કુંભારભાઈ વાડામાં જઈ નિભાડો પકાવતા હતા.

માસ્તર સાહેબ અને શાળાના બાળકોને આવતા જોઈ હરજીભાઈએ કહ્યું:–

હરજીભાઈ—માસ્તર સાહેબ, પધારો, પધારો.

માસ્તર સાહેબ—હરજીભાઈ, રામરામ. આજે નિશાળના બાળકોને તમે માટીનાં વાસણો શી રીતે બનાવો છો, તે બતાવવા લઈ આવ્યો છું. તમને હરકત નથીને ?

હરજીભાઈ—આપલા, ભલે આવ્યા. નિશાળ આખી અમારે આંગણે ક્યાંથી ? બોલો તમારે શું જોવું છે ?

માસ્તર સાહેબ—અમે તમને કેટલાક સવાલો પૂછીએ, તેમાંથી તમે જે જાણતા હો તેના જવાબ આપજો.

હરજીભાઈ—ભલે, પૂછો જે પૂછવું હોય તે.

કાનજી—હરજી કાકા, આ માટીનાં વાસણો બનાવવા તમે માટી ક્યાંથી લઈ આવો છો ?

હરજીભાઈ—જુઓ, આપણા ગામને પાદર નદી છે. નદીને સામે કાંઠે પટેલની વાડીને માર્ગે મોટો વડ છે. તેની બાજુમાંથી અમે માટી ખોદીને લઈ આવીએ છીએ.

કાનજી—આ વાસણો માટે કેવા પ્રકારની માટી તમે પસંદ કરો છો ?

હરજીભાઈ—ભાઠોળ જમીન હોય અને જેમાં સાવ કાંકરી ન હોય, તેવી જમીનની માટી ઠામ બના-

વવા માટે ઉત્તમ ગણાય. ઈંટો માટે, નળિયાં માટે, અને માટીનાં રમકડાં માટે જુદી જુદી માટી પસંદ કરવામાં આવે છે.

રામજી—હરજી કાકા, જુદી જુદી માટીનાં નામ શું છે, અને તેનો ઉપયોગ કેવી રીતે થાય છે?

હરજીભાઈ—કાળી માટી ઈંટ, ગોળા, હાંડલાં, માટલાં, પાટિયા ને તાવડી બનાવવામાં વપરાય છે. ધોળી માટી બનાવેલાં કામ ઉપર પૉલીશ કરવામાં તથા લાલ માટી પણ પૉલીશ કરવામાં તથા ગોળાઓ ઉપર ચિત્રકામ કરવામાં વપરાય છે.

પુરુષોત્તમ—કાકા, આ માટી તમે નદી કાંઠેથી અહીં કેવી રીતે લઈ આવો છો?

હરજીભાઈ—અમારાં ગધેડાં હોય તેની પીઠ ઉપર છાલકાં ભરી બધી માટી લઈ આવીએ.

રામજી—માટી અહીં લાવ્યા પછી તમે શું કરો?

હરજીભાઈ—બધી માટીને ફળિયામાં ઢગલો કરી તેનો આરો નાખીએ.

કાનજી—આરો એટલે શું?

હરજીભાઈ—ગોળ કૂંડાળામાં માટી પાથરી વચમાં પોલ રાખી તેમાં ખૂબ પાણી રેડી માટી અને પાણીનું મિશ્રણ થાય તેને આરો કહેવાય. આરો તૈયાર કરી

પગથી ખૂબ ગૂંદીએ, ત્યારે માટી સાથે પાણી ભળી જાય. જો માટી ફાટી જાય તેવી વધુ પડતી ચીકણી હોય તો તેમાં ચાળેલી રાખ પણ ભેળવીએ. જુઓ, સામે રાખનો ઢગલો પડ્યો છે.

માસ્તર સાહેબ—આરો થઈ રહ્યા પછી શું કરો ?

હરજીભાઈ—પછી માટીના એકસરખા પિંડ બનાવી ચાકડાની બાજુમાં મૂકીએ, અને ચાકડા ઉપર જેવો આકાર બનાવવો હોય તેવો આકાર એ પિંડમાંથી ઉતારીએ. જુઓ, હું છોકરાંઓને નળિયાં કેવી રીતે ઊતરે; તથા પાટિયા, ઘડા, માટલાં, ચાકડા ઉપર કેવી રીતે ઊતરે છે તે બતાવું છું.

એમ કહી હરજીભાઈએ પ્રથમ એક નળિયું, પછી એક પાટિયો, પછી એક ઘડો અને પછી એક માટલું ચાકડા ઉપર ઉતારી છોકરાંઓને બતાવ્યું.

કાચો માલ તૈયાર થયા પછી બધાને પકાવવા નિભાડો ગોઠવવો જોઈએ. નિભાડામાં કચરો, સાંઠીઓ, વગેરે ભેળું કરી બધાં ઠામ અગ્નિમાં પકાવવામાં આવે છે. નિભાડો જોવો હોય, તો જુઓ સામે એક ભાઈ ત્યાં નિભાડો સળગાવવા ગયા છે. માસ્તર સાહેબ અને છોકરા નિભાડો જોવા ગયા, અને ગામડામાં વપરાતાં માટીનાં ઠામોની નોંધ નીચે પ્રમાણે કરી.

## —: માટીનાં ઠામની નોંધ :—

| નંબર | નામ | ઉપયોગ |
|---|---|---|
| ૧. | ગોળો | ઘરમાં પાણી ભરવા માટે. |
| ૨. | માટલું | કૂવા ઉપરથી પાણી લઈ આવવા માટે. |
| ૩. | ઘડો | કુવામાંથી પાણી સીંચવા માટે. |
| ૪. | માટલી | લોટ રાખવા માટે. |
| ૫. | તાવડી | રોટલા રોટલી પકાવવા માટે. |
| ૬. | કથરોટ | લોટ મસળવા માટે. |
| ૭. | પાટિયો | શાક રાંધવા માટે. |
| ૮. | હાંડલું | ઢોરનું ખાણ બાફવા માટે. |
| ૯. | લોટકો | પાણી પીવા માટે. |
| ૧૦. | શકોરું | શાક, દાળ પીરસવા માટે. |
| ૧૧. | ભંભલી | ખેડુઓને પાણી ભરવા માટે. |
| ૧૨. | ગરબા | નવરાત્રિમાં દીવા કરવા માટે. |
| ૧૩. | કોડિયું | દીવો કરવા માટે. |
| ૧૪. | કૂંડાં | ઝાડ રોપવા માટે. |
| ૧૫. | નાંદ | દાણા સંઘરી રાખવા માટે. |
| ૧૬. | રમકડાં | છોકરાંઓને રમવા માટે. |

આ પ્રમાણે શાળાના બધા વિદ્યાર્થીઓએ નોંધ કરી, અને બધા નિશાળે ગયા.

## પાઠ ૨૭

## ‘ ક્યારે પહોંચશે કેદારમાં ? ’

કમાઈ કમાઈને
　　　　કમાણી ધૂળધાણી કરે,
એ તે સારો શ્રીમંત
　　　　ક્યારે થશે સંસારમાં ?
ભણી ભણી ભૂલી જાય
　　　　ભણેલું સંભારે નહિ,
કહે દલપત્ત,
　　　　થશે કુશળ કે વારમાં ? ૧
આંધળી દળે ને આટો
　　　　ચાર શ્વાન ચાટી જાય,
એ તે આટો ક્યારે
　　　　એને આવશે આહારમાં ?
સાત ડગ સામાં ભરી
　　　　પાંચ ડગ પાછો ફરે,
કહો એ તે સંઘ
　　　　ક્યારે પહોંચશે કેદારમાં ? ૨

—ક૦ દ૦ ડા૦

# પાઠ ૨૮

# ગામનો પિયાવો

રામનગર ગામને પાદર એક પાકો બાંધેલો પિયાવાનો કૂવો છે. ત્યાં ગામની વસ્તી સવારસાંજ પાણી ભરવા આવે છે. આ પિયાવો સુંદરદાસ શેઠના પિતાજીએ બંધાવી આપ્યો છે. આ પિયાવાને પાકું મંડાણ છે, જેમાં ખેડુઓ સવારમાં વારાફરતી ત્રણ કલાક કોસ હાંકી હવાડો ભરે છે. હવાડામાંથી સાંજે તેમ જ સવારે આખા ગામનાં ઢોર પાણી પીવા માટે આવે છે. શિયાળો અને ચોમાસું નદીના વહેનમાં પાણી હોય, ત્યારે ગાયો, ભેંસો, અને બળદો બધાં નદીમાં પાણી પીએ.

એક વખત ઉનાળામાં સાંજે રામનગરની શાળાના માસ્તર સાહેબ બધા વિદ્યાર્થીઓને લઈ રામનગરનો પિયાવો જોવા આવ્યા. વિદ્યાર્થીઓને એક પછી એક પિયાવાનું અવલોકન કરવા કહ્યું. પછી માસ્તર સાહેબે શરૂઆતમાં બધાં બાળકોને કહ્યું, કે ગામનો પિયાવો એવો હોવો જોઈએ કે તેથી માણસો અને જાનવરોની તંદુરસ્તી સારી રહે. માટે આજે બધાં બાળકો તે વાત ધ્યાનમાં રાખી આ પિયાવામાં જે ખામીઓ દેખાય તે વારાફરતી મને

કહો. આપણે એકંદર ખામીઓની નોંધ કરીશું અને પછી ગામના પટેલને તેમ જ સુંદરદાસ શેઠને તેની વાત કરીશું, જેથી તે બધી ખામીઓ દૂર કરે. પુરુષોત્તમ, તમે આ પિયાવામાં કંઈ ખામીઓ જોઈ શકો છો?

પુરુષોત્તમ—જી, સાહેબ, મને તો કંઈ ખાસ ખામી જોવામાં આવતી નથી.

માસ્તર સાહેબ—કાનજી, તમે બોલો, તમે આ પિયાવામાં કંઈ ખામી જોઈ શકો છો?

કાનજી—જી, હા, સાહેબ. આ હવાડાનું પાણી દુર્ગંધ મારે છે. હવાડામાં ચારે તરફ સેવાળ બાઝી ગઈ છે. હવાડો અઠવાડિઆમાં એક વખત સાફ થવો જોઈએ, તે કોઈએ કર્યો નથી; એ મોટી ખામી મને લાગે છે.

પુરુષોત્તમ—સાહેબ, એ કંઈ ખામી ન કહેવાય.

માસ્તર સાહેબ—કાનજીની વાત બરાબર છે. આ હવાડો બહુ જ ગંદો થઈ ગયો છે. તેમાં જે પાણી ભરવામાં આવે તે બહુ જ ચોખ્ખું હોવું જોઈએ. જેમ આપણે ઘેર ગોળાઓ વીંછળીને આપણે પાણી ભરીએ છીએ, તેમ આપણી ગાયો અને બળદો માટે હવાડો એ એક જાતનો ગોળો છે. તેને સાફ કર્યા

વગર પાણી ચોખ્ખું રહી જ ન શકે. જાનવર બિચારાં મૂંગાં છે, એ તો તરસ લાગે ત્યારે ગંદું પાણી પણ પી જાય; પણ તેથી જાનવરોની તંદુરસ્તી બગડે છે. દુઝણી ગાયને ખરાબ પાણી પાવાથી પાણીનાં જંતુઓ દૂધમાં આવે અને તે દૂધ આપણા પીવામાં આવે તો આપણે માંદા પડીએ. રામજી, બીજી ખામી તમને શી લાગે છે ?

રામજી—જી, સાહેબ, પિયાવાની આસપાસ કીચડ થઈ ગયો છે. ત્યાં રેતી નાખી જગા કોરી રાખવી જોઈએ.

માસ્તર સાહેબ—સાંભળો, છોકરાઓ, રામજીએ પણ નવી જ જાતની ખામી આપણને બતાવી. આ પિયાવાની આસપાસ કેટલાંક બૈરાંઓએ કપડાં ધોયાં લાગે છે. તે રિવાજ ઘણો જ ખરાબ છે. બૈરાંઓએ પિયાવાના કૂવા ઉપર કપડાં ન જ ધોવાં જોઈએ. કપડાંનો મેલ પિયાવાની નજીકમાં કાદવમાં ભળેલો રહેવાથી આસપાસ રોગનાં જંતુઓ ઊછર્યા કરે. તે જંતુઓ આપણા પીવાના પાણીનાં વાસણો ઉપર પડવાથી પાણી ખરાબ થઈ જાય.

કાસમ, હવે તમે કહો. બે ખામીઓ આપણે જોઈ, ત્રીજી ખામી તમે શોધી કાઢો.

કાસમ—જી, સાહેબ, પિયાવાના કૂવામાં કેટલાક કબૂતરો ઊડીને અંદર જાય છે ને બહાર આવે છે. કૂવાની અંદર કેટલાંક કબૂતરોના માળા પણ છે. કૂવામાં કબૂતરો અવારનવાર જાય, તો પાણી ગંધાઈ જાય તે પણ એક ખામી છે.

માસ્તર સાહેબ—કાસમની વાત તદ્દન સાચી છે. કૂવામાં કબૂતરો આવે જાય નહિ, તે માટે આપણે શું કરવું જોઈએ ?

કાસમ—જી, સાહેબ, ઝીણી જાળીવાળું ચોકઠું કૂવા ઉપર કરી લેવું જોઈએ, અને ઘડા સીંચવા માટે હાથેથી ઊઘડી શકે તેવી બારીઓ કરવી જોઈએ.

માસ્તર સાહેબ—કાનજી, બોલો, હવે કંઈ બીજી ખામી આ પિયાવામાં જોઈ શકો છો ?

કાનજી—જી, ના, સાહેબ.

માસ્તર સાહેબે રામનગરના પિયાવાની ત્રણે ખામીઓની નીચે પ્રમાણે નોંધ કરી, અને પટેલને તેમ જ સુંદરદાસ શેઠને આપી.

રામનગર, તા. ૧૦–૨–૪૧

શેઠજી,

આજે અહીંની શાળાના વિદ્યાર્થીઓ ગામના પિયાવાનું અવલોકન કરવા ગયા હતા. ત્યાં અમે નીચે

પ્રમાણે ખામીઓ જોઈ, તો સગવડતાએ તે સુધારવા જેવું છે:—

૧. પિયાવાનો જે હવાડો છે તે બહુ જ ગંદો રહે છે. આ હવાડો અઠવાડિયામાં એક વખત જરૂર સાફ થવો જોઈએ.

૨. પિયાવાની આસપાસ ગામનાં બૈરાંઓ ગંદાં કપડાં ધૂએ છે. તે રિવાજ તદ્દન બંધ કરવો જોઈએ.

૩. પિયાવાના કૂવામાં કબૂતરો ચરકથી કે માળાથી પાણીને ગંદું ન કરે, તે માટે આખા કૂવા ઉપર જાળીનું ઢાંકણું થવું જોઈએ.

લી. રામનગરની શાળાના વિદ્યાર્થીઓ

સુંદરદાસ શેઠે એ ત્રણે ખામીઓ આઠ દિવસમાં ગામના લોકોની મદદથી દૂર કરી.

# પાઠ ૨૯

## ગામના રસ્તા

રામનગર ગામની ચારે દિશામાં લગભગ દોઢથી બે ગાઉને છેટે ચાર ગામો આવેલાં છે. રામનગરથી ઉગમણી દિશામાં કૃષ્ણનગર ચાર માઇલ દૂર આવેલું છે. એવી રીતે આથમણી દિશામાં માધવપુર, ઉત્તરમાં હરિપર, અને દક્ષિણમાં સીતાપુર ગામો આવેલાં છે.

રામનગર ગામને પાદર નદી આવી છે. તેમાં ઊતરી ગામની વાડીઓની બાજુમાં થઈ કૃષ્ણ-નગર જવાનો રસ્તો જાય છે. કૃષ્ણનગર જવાનો રસ્તો નદીના બન્ને કાંઠા ઉપર બહુ જ ખરાબ હાલતમાં હતો. ખેડુઓનાં ગાડાં વરસો સુધી આ રસ્તા ઉપર ચાલે, પણ નદીના કાંઠા પર પડેલા ઊંડા ગડારા કોઈ ખોદે નહિ. કાળા પાણાનાં છીપરાં એટલાં બધાં ખરાબ કે બળદો ભરેલા ગાડાને માંડ ખેંચી શકે. એક વખત પટેલનું કડબના ભરથી ભરેલું ગાડું નદીની ભેખડ ઊતરતાં ઊંધું પડયું અને પટેલના સાથીનો પગ ભાંગી ગયો. આ રસ્તે ગાડાં ચાલે ત્યારે બધા ખેડુઓને બીક લાગે, પણ કોઈ દિવસ કોઈ ખેડુ ગડારો સમો ન જ કરે.

રામનગરની શાળાના વિદ્યાર્થીઓએ અને માસ્તર સાહેબે પર્યટન કરતી વેળા જુદા જુદા રસ્તાઓનાં બારીક અવલોકન કરેલાં, તેમાં આ રસ્તો દુરસ્ત કરાવવા બાબત ઘણી વાર પટેલનું ધ્યાન ખેંચેલું. પણ કોઈએ રસ્તો સમો ન કરાવ્યો. છેવટે માસ્તર સાહેબ અને રામનગરની શાળાના બધા બાળકો એક રવિવારે સૂંડલા, સૂંડલીઓ, તગારાં, પાવડા, કોદાળીઓ અને ત્રિકમો લઈ ગીત ગાતા ગાતા કૃષ્ણનગરનો માર્ગ દુરસ્ત કરવા નદી તરફ ચાલ્યા. શાળાના બાળકો જ્યારે ગીત ગાતા ગાતા માર્ગ સારો કરવા જતા હતા, ત્યારે ખેડુઓ જોઈ રહ્યા અને શરમાઈ ગયા. કેટલાક મૂર્ખ લોકો, બાળકો અને શાળાના માસ્તરની આ કામગીરી વખોડી કાઢતા હતા, પણ સુંદરદાસ શેઠ અને પટેલ તો શાળાના વિદ્યાર્થીઓનાં ખૂબ વખાણ કરતા હતા; અને તેમણે બીજે રવિવારે કેટલાક ખેડુ-ઓને પણ બાળકોની મદદે મોકલ્યા.

કેટલાક બાળકોએ રસ્તાની આસપાસની માટી ખોદી, કેટલાક બાળકોએ રસ્તાની આસપાસની ખોદેલી માટી પાવડા વતી તગારામાં ભરી, અને કેટલાક બાળકો તે ખાડામાં ભરતા ગયા. કેટલાક બાળકોએ ગડારો કોદાળીથી ખોદી રસ્તો સરખો બનાવ્યો. બધા બાળકો વારાફરતી કામ કરે. કોઈ

જરા થાકી જાય તો વિસામો લે. કેટલાક તો વળી કામ કરતા બાળકોને તરસ લાગે તો પાણી પાય. જેવી જેની શક્તિ તે પ્રમાણે કામ કરે.

આ પ્રમાણે ત્રણ રવિવાર સુધી કામ કરી કૃષ્ણ-નગરનો રસ્તો શાળાના વિદ્યાર્થીઓએ દુરસ્ત કરી આપ્યો.

રસ્તાની દુરસ્તીનો કાર્યક્રમ શાળાના માસ્તર સાહેબે રાખેલો હતો, એટલે ચારે ગામ જવાના બધા રસ્તા દુરસ્ત થઈ ગયા અને કોઈને કંઈ ખર્ચ ન આવ્યું. બાળકોને કસરત થતી. આનંદથી બધા કામ કરતા. પછી તો રસ્તા ઉપર "કૃષ્ણનગરનો રસ્તો" એમ જે ગામ જવાનો રસ્તો હોય, તેનું નામ પાટિયા ઉપર સારા અક્ષરે લખી લાકડા ઉપર ચોડી આપ્યું. રામનગરનો દાખલો લઈ સીતાપુર અને હરિપરના વિદ્યાર્થીઓએ તે ગામની સીમના રસ્તા પણ દુરસ્ત કર્યા.

---

# પાઠ ૩૦

## હેતના સાગર

મોંઘા મોંઘા ને વળી મીઠડા રે
    સાગર ઊછળે જો, સખી, હેતના !
નાવ મારું એમાં લહેરાય રે,
    સાગર ઊછળે જો, સખી, હેતના !
પહેલું તે હેત કુટુંબનું રે—સાગર૦
માનું હૈયું ઊભરાય રે—સાગર૦
પૂજ્ય પિતાજીને નયણે રે—સાગર૦
વીરાનાં મુખ મલકાય રે—સાગર૦
બહેન મારી હેતની પૂતળી રે—સાગર૦
સહિયરમાં રંગ રેલાય રે—સાગર૦
હેતે આ જગ રળિયામણું રે—સાગર૦
હેતે પ્રભુને પમાય રે—સાગર૦

ત્રિભુવન વ્યાસ

# પાઠ ૩૨

## નવાનગર રાજ્ય (ભાગ ૧)

આપણા પ્રજાપ્રિય મહારાજા જામસાહેબ બાપુ નવાનગર રાજ્યના રાજા છે. આપણા રાજા તે આપણા પિતા સમાન છે. બાપને જેમ છોકરાં વહાલાં લાગે; તેમ જામબાપુનાં આપણે બધાં છોકરાં છીએ, અને તેમ તેઓશ્રી માને છે. હિંદુસ્તાનને પશ્ચિમ કિનારે આવેલું આપણું નવાનગર રાજ્ય દુનિયાભરમાં પ્રસિદ્ધ છે. નવાનગર રાજ્યની સ્થાપના આજથી ચારસો વરસ પૂર્વે જામશ્રી રાવળજીએ કરી હતી.

જામશ્રી રાવળજી આપણા નવાનગર રાજ્યના પહેલા જામ હતા. શ્રીકૃષ્ણને હિંદુસ્તાનના ૨૮ કરોડ હિંદુઓ ભગવાન તરીકે પૂજે છે, તે શ્રીકૃષ્ણના વંશના આપણા પૂજ્ય બાપુ છે.

જામશ્રી રાવળજીએ નવાનગર રાજ્યની સ્થાપના કરી; જામશ્રી રણમલજીએ જામનગર શહેર ફરતો કિલ્લો બાંધ્યો. જામશ્રી રણજીતસિંહજીએ આખા જગતમાં જામનગરની કીર્તિ ફેલાવી, અને આપણા વહાલા દિગ્વિજયસિંહજી જામ બાપુએ જામનગરની કીર્તિને સોનાનો કળશ ચડાવ્યો. કાઠિયાવાડની ૨૨ હજાર ચોરસ માઇલ જેટલી જમીન છે, તેમાં નવાનગર


નવાનગર સંસ્થાનનો
રાજકીય નકશો
જોડીયા
પડધરી
પંચકોશી
જામનગર
લાલપુર
ખંભાળીયા
કલ્યાણપુર
ભાણવડ
જામજોધપુર
કાલાવડ

રાજ્યનો વિસ્તાર ૩૭૯૨ ચોરસ માઇલ જેટલો છે. નવાનગર રાજ્યની વસ્તી ૪,૯૨૦૦૦ માણસની છે.

નવાનગર રાજ્યમાં હિંદુ, મુસલમાન તેમ જ અન્ય પ્રજા એક કુટુંબનાં માણસો હોય તેમ સંપીને રહે છે. નવાનગર રાજ્યમાં માણસ હિંદુ હોય કે મુસલમાન હોય, તે "હું જામનગરી પહેલો" એવી ભાવના રાખે છે.

નવાનગર રાજ્યના ત્રણ મુખ્ય વિભાગ પાડવામાં આવ્યા છે, અને તેમાં કુલ અગિયાર તાલુકા છે. તેનાં નામો નીચે પ્રમાણે છે. જામનગર એ નવાનગર રાજ્યની રાજધાની છે.

| ૧. મધ્ય વિભાગ | ૨. પૂર્વ વિભાગ | ૩. પશ્ચિમ વિભાગ |
|---|---|---|
| પંચકોશી | કાલાવડ | ખંભાળિયા |
| લાલપુર | કંડોરણા | કલ્યાણપુર |
| જોડિયા | પડધરી | ભાણવડ |
| | આટકોટ | જામ જોધપુર |

નવાનગર રાજ્યમાં તાલુકાવાર સામાન્ય માહિતી નીચે પ્રમાણે છે.

પંચકોશી:—નવાનગર રાજ્યની રાજધાની જામનગર પંચકોશી તાલુકામાં આવેલું છે. જામનગર સિવાય આ તાલુકામાં ચેલા, વણથલી, ધુંવાવ, બેડ, ખીલોસ, ધુતારપુર, જાંબુડા અને હર્ષદપુર, વગેરે ગામો

આવેલાં છે. હર્ષદપુર એક આદર્શ ગામડું છે. દૂર દૂરના દેશોમાંથી ઘણાં માણસો હર્ષદપુર જોવા આવે છે. રણજીત સાગરથી ઉગમણી દિશામાં લગભગ અડધા ગાઉને છેટે આ ગામ આવેલું છે. ૫૦૦ થી વધુ વસ્તી-વાળાં બધાં ગામોમાં શાળાઓ છે. જામનગરમાં ૨ હાઇસ્કૂલો, ૪ કન્યાશાળાઓ અને ૨૧ છોકરાઓની પ્રાથમિક શાળાઓ છે.

લાલપુરઃ—લાલપુર તાલુકાનું મુખ્ય ગામ લાલપુર છે. આ તાલુકામાં આરીખાણા, હરિપુર, ખીરસરા, સેવક, ભરૂડિયા, મોડપર, પીપળી, વગેરે ગામો આવેલાં છે.

જામનગરથી લાલપુર જવા માટે ડામરની પાકી સડક ત્રીસ માઇલ સુધી થઈ છે. જામનગરથી એક પેસેન્જર ખટારો નીકળે છે, તે લાલપુર થઈ ભાણવડ જાય છે, અને બીજો ખટારો લાલપુર થઈ જોધપુર જાય છે. લાલપુરમાં કન્યાશાળા, મિડલ સ્કૂલ અને તાલુકા સ્કૂલ પણ છે.

જોડિયાઃ—જોડિયા તાલુકાનું મુખ્ય શહેર જોડિયા છે. તે કચ્છના અખાત ઉપર આવેલું છે. જોડિયા શહેરમાં આસરે છ હજાર માણસની વસ્તી છે. આજથી સો વરસ પહેલાં જોડિયા એક પ્રખ્યાત બંદર ગણાતું.

જોડિયા બંદરથી ઘણાં વહાણો મોમ્બાસા, ઝાંઝીબાર અને બસરા સુધી જતાં.

આ તાલુકામાં બાલંભા, આમરણ અને હડિયાણા એ મુખ્ય ગામો આવેલાં છે. આ દરેક ગામમાં કન્યાશાળા, છોકરાઓની પ્રાથમિક શાળા, અને મિડલ સ્કૂલ આવેલાં છે. જોડિયાની હાઇસ્કૂલ એક સારામાં સારી સંસ્થા છે. ત્યાં છોકરાઓની સામુદાયિક કવાયત ખરેખર જોવા જેવી છે. જામનગરથી જોડિયા ૨૬ માઇલ થાય છે. જામનગરથી જોડિયા સુધી નવી રેલવે લાઇન બંધાઇ છે. પરંતુ દરરોજ એક ખટારો જામનગરથી નીકળી બાલાચડીને રસ્તે થઈ હડિયાણાથી જોડિયા જાય છે. જોડિયાથી પડધરી પણ એક બીજો ખટારો જાય છે.

કાલાવડ:—કાલાવડ તાલુકાનું મુખ્ય ગામ કાલાવડ છે. સુંદર નદી, તે પરના સુંદર ઘાટ, અને તેથી પણ સુંદર તેને કાંઠે આવેલા પ્રખ્યાત શીતળા માતાના મંદિરથી આ ગામ શોભે છે. આ સિવાય છતર, ખંઢેરા, ભગેડી ને નવું ગામ; પેટા મહાલ નીકાવા. મોટા વડાળા ને પીઠડિયા એ ગામો છે. બીજાં રાજ્ય કરતાં આ રાજ્યની વિશેષતા એ છે, કે દર તાલુકે પવિત્રતા ને તીર્થ એ જામનગરની અનુપમેય સર્વ શ્રેષ્ઠતા છે. તેમ શીતળા માતા અહીં હાજરાહજૂર છે.

---

# પાઠ ૩૨

## નવાનગર રાજ્ય (ભાગ ૨)

કંડોરણાઃ—એ કંડોરણા તાલુકાનું મુખ્ય ગામ છે. અહીં ભાટિયા લોકોની વસ્તી ખંભાળિયાથી બીજે નંબરે છે. લોકો બીજા તાલુકાથી જુદા જ વર્તનના, મળતાવડા અને સ્નેહાળ છે. ગામને ફરતો ગઢ છે. ગોંડળની હદ પર આ તાલુકો હોઈ જમીન સુધારો તેની સ્પર્ધામાં સારો રહે છે. રાજ્યસુખની ઝાંખી સાંજે નદીકાંઠે શિવાલયમાં બેઠેલા ઊજળા દૂધ જેવા ને હસતા મુખવાળા લોકસમૂહમાં સ્પષ્ટ દેખાય છે. ગરબીના દિવસે પણ આ ગામની ગરબી શામજી નામે ભાટિયા ભાવિક ગૃહસ્થની લાંબી હલકથી અને માતાજીની ભવ્ય મૂર્તિથી જોનારને આનંદદાયક થઈ પડે છે. ગામ આબાદ અને સંતોષી છે. મંદિરોમાં રાજ્ય તરફથી પૂજ્ય ભાવે ભેટ સોગાદો થતી જોવામાં આવે છે. આ સિવાયના આ તાલુકે મેવાસા, ચિત્રાવડ, સોડવદર, ટોડા, દડવી, ખજુરડા ને ટીંબડી એ ગામો છે. તે દરેકમાં શાળાઓ અને નવી નવી ઇમારતો ઘણી જ ભાત પાડતી છે.

પડધરીઃ—પડધરી તાલુકાનું મુખ્ય ગામ અને સ્ટેશનવાળું નાગરિકોથી ઊભરાતું ગામ છે. રાજકોટ

અને જામનગર વચ્ચે આવેલું આ ગામ, પરદેશથી આવતા ગાડીના મુસાફરોનું, જામનગરની સમૃદ્ધિ ને સુખને જોવા લક્ષ ખેંચે તેવું ગામ છે. કોઈ પણ માણસ સ્ટેશનેથી ગામ તરફ જતાં વાહનો તરફ આંખ માંડ્યા વગર રહી શકતો નથી. તે ગામને પાદર નદી, નદીને કાંઠે શિવાલય અને ગામની અંદરનાં દેવાલયો, ધર્મશાળા ને ચબૂતરા સુંદર છે. જૈન ધર્મના પરોપકારી ગૃહસ્થો નજરે તરી આવે છે.

આ તાલુકામાં લતીપર ગામ મોટું છે. ત્યાં બ્રાહ્મણોની ઘણી વસ્તી છે. આ સિવાય ખોડા પીપર, વીસામણ, બંગાવડી, થોરિયાળી, વગેરે ગામ છે. હકુમતી, ખાખડાબેલા ને હડમતિયા સ્ટેશનનું ગામ પણ છે. આ તાલુકામાં રસનાળમાં ગોળ ઉત્તમ બને છે.

આટકોટઃ—આટકોટ તાલુકાનું મુખ્ય ગામ છે. ત્યાં મૂળરાજ અને ગૃહરિપુ વચ્ચે જબ્બર લડાઈ થઈ હતી. આ ઐતિહાસિક, જૂનું, આંબાની પુષ્કળ પેદાશનું, કાઠી લોકોની ભૂમિમાં જામની કટારી સમું પડેલું ગામ બીજા તાલુકાનાં ગામોથી ઊતરે તેવું નથી. ત્યાં પણ ગુજરાતી પ્રાથમિક છોકરા છોકરીની શાળાઓ, અંગ્રેજી મિડલ સ્કૂલ, અને દવાખાનું જામની ઝળહળતી કીર્તિ સમું ઓપી રહ્યું છે. આ તાલુકો વીરભૂમિ છે. બીજાં ગામો ભાડલા, બરવાળા, સમઢિયાળા,

પાંચવડા, જંગવડ, ડોડિયાળા, આંબરડી, અજમેર, સાણથલી ને વડોદ છે. ભાડલા પેટા મહાલ છે. ભંડારિયા ને બેડલા નાનાં ગામો છે. આ તાલુકેથી કાઠિયાવાડની મોટી નદી ભાદર જન્મ પામી છે.

ખંભાળિયા—એ ખંભાળિયા તાલુકાનું મુખ્ય ગામ છે. તે જામબાપુની જૂની રાજધાની ધી અને તેલી નદીને કાંઠે આવેલી પુણ્યવંતી નગરી છે. જામનગરની ખ્યાતિમાં ખંભાળિયાનો ફાળો તો હોય જ. અહીં અગાઉ લોઢું ગાળવાની ભઠ્ઠી હતી. અહીંના ભાટિયા ગૃહસ્થો મુંબઈમાં લક્ષાધિપતિ છે. હાઇસ્કૂલ, હૅાસ્પિટલ, હૅાસ્ટેલ, ગામનાં ફ્રી દવાખાનાં, તાલુકા સ્કૂલ, ત્રણ બ્રાંચ સ્કૂલો અને બે કન્યાશાળાથી આ શહેરના વિસ્તારની કલ્પના થાય છે. દરબારગઢનાં મોટાં ભવ્ય બે મકાનો આ ગામે આવેલાં છે.

આ સિવાય પેટામહાલ અને બંદર સલાયા, ભાડથર, દાંતા, સખપર, નાગડા, મોડપર, વગેરે ગામો છે. સલાયા, મોડપર અને ખંભાળિયા સ્ટેશનો પણ છે. આ તાલુકામાં બીજા તાલુકા કરતાં સખાવતો વધુ છે.

કલ્યાણપુરઃ—એ કલ્યાણપુર તાલુકાનું મુખ્ય ગામ નોકરિયાતોથી ઊભરાતું બારાડીનું વર્ચસ્વ. રાવલ ભાટિયા પેટામહાલથી ઓપતું, હાલના બાપુની રહેમ

ભાવનાવાળું કલ્યાણપુર ગામ વસ્તીએ નાનું કૃષ્ણ-ભૂમિની પાસે પડેલું ગામ છે. અહીં પણ કન્યાકલાસ, મિડલ સ્કૂલ ને દવાખાનું છે.

આ સિવાય આ તાલુકે લાંબા, દેવળિયા, બાંકોડી, ભોગાત, ગાગા, ગુરગઢ, નંદાણા, રાણ, મેવાસા, પીંડારા, ગાંધવી ને ગોરાણા ગામ છે.

ગુરગઢનું દરિયાઈ જંગલ, પીંડારાનો પિંડતારક કૂંડ, ગાંધવીનું શ્રી હરસિદ્ધિ માતાનું મંદિર, હિંદુ ધર્મના કળશસમું છે. ગાંધવી મંદિરે જાત્રાએ આવતા, દરિયાઈ હવા ખાવા આવતા અને દ્વારકાથી સુદામાપુરી જતા આવતા મુસાફરોને આરામ લેવા નામદાર રાજકુમારશ્રી પ્રતાપસિંહજી ભાઈએ બંધાવેલા આરામગૃહોનો ઉપ-યોગ સાનુકૂળ પડે છે. આ તાલુકે મગમાટી નવીન પેદાશ છે. ચેરનું વન ગાંધવી કાંઠે છે. જૂનાં આર્ય-સ્મરણો શોધી કઢાય એવાં ઘણાં જ ચિહ્નો આ તાલુકામાં છે.

ભોપલકા ને ભાટિયા આ ગામે રેલવે સ્ટેશન છે. ટેલિફોનની સગવડ પણ અત્યારે ઘણી જ વધી પડી છે.

ભાણવડ એ ભાણવડ તાલુકાનું મુખ્ય ગામ બરડા ડુંગરની તળેટીમાં નવાનગર રાજ્યની કુળદેવી શ્રી આશાપુરીના મંદિરને પોતામાં સ્થાન આપી રહેલું છે.

નદી, નદી પરના પુલ, સામે મિડલ સ્કૂલ અને અને રણજીતપરાથી વિસ્તાર પામેલું આ ગામ પાણ-કોરાને માટે પ્રખ્યાત છે. અહીં ચોફાળ સારા બને છે.

બરડા બારાડીના બનતા બધા ઘીનો બધો વેપાર અહીંથી જ થાય છે. ઘીના સારા વેપારી આ ગામે હતા, હાલ પણ છૂટક છૂટક ઘણા છે. અહીં પણ ચાર સ્કૂલો છે. સીધી ને પહોળી બજાર એ આ ગામનું ધ્યાન ખેંચે છે. ખંભાલિયા અને ભાણવડની બજારનો તફાવત તે બે ગામે જઈ આવેલા માણસને તરત જણાઈ આવે છે. આ તાલુકે વેરાડ, ગુંદા, ભણગોળ, ધુમલી, મોરઝર, મોડપર, સતાપર, શીવા, વાનાવડ, કાટકોરા એ ગામો છે. રાણપર ને શણખલા એ બે ટપા છે. પાસ્તર રેટાનું કાલાવડ એ તેનાં ગામો છે.

જોધપુર એ જોધપુર તાલુકાનું મુખ્ય ગામ જામ જોધપુર એ નામે મશહૂર છે. હજારો પરદેશીઓ પોરબંદર જતાં જામ જોધપુરના શીતળ છાયાવાળા સ્ટેશને આરામ મેળવે છે. નાનો અને નવો તાલુકો સારાં સારાં ગામોથી શોભતો નવાનગર રાજ્યની યશોગાથા ગાતો પોરબંદર અને ગોંડળની હદને અડેલી રહ્યો છે. વેપારી એસોશીએસીઅન જામ જોધપુરની સલાહ દિવસમાં બે વખત ગોંડળ અને પોરબંદર લઈ રહ્યું છે. શેઠ વડાલા પેટામહાલ, જામ-

વાલી, મોટીગોપ, બાલવા, વાંસ જાલીથા, તરસાઈ, સખપર, સરમાણા, નરમાણા, દેવળિયા, નાના ખડબા, સરોદડ, બાલલીદડ, લલોઈ, લુવારસાળ, વગેરે ગામોથી તાલુકો શોભે છે. સરોદડ હાલના જામ બાપુનું જૂનું ગામ, ભોળિયા તરત પ્રસન્ન થતાં ફૂલનાથથી રક્ષાયેલું ગામ છે. અહીંના જંગલમાં દીપડા રહે છે.

કાનજીએ બીજી ચોપડીમાં નવાનગર રાજ્યના બન્ને પાઠ વાંચ્યા પછી મન સાથે દ્રઢ નિશ્ચય કર્યો, કે જીવન ગાળવું તો નવાનગર રાજ્યમાં જ ગાળવું.

---

## પાઠ ૩૩

## કેવી મજા !

પહેલા વહેલા પરમેશ્વર ને-
બીજી ભારત મા,
ત્રીજાં મારાં માતપિતાનો—
સેવક ચોથો આ;

કેવી મજા ! ભાઈ, કેવી મજા !
સેવાના મેવા કેવી મજા ! ૧

પહેલા રાજા પરમેશ્વર ને—
　　પછી બીજા રાજા,
ત્રીજા મારા ગુરુજી રાજા—
　　હું ચોથો રાજા;
કેવી મજા! ભાઈ, કેવી મજા!
બધા ય રાજા, કેવી મજા! ૨

પહેલી પૂજા પરમેશ્વરની—
　　બીજી સંત-પૂજા,
ત્રીજી પૂજા માતપિતાની—
　　ચોથી દેશ-પૂજા;
કેવી મજા! ભાઈ, કેવી મજા!
પૂજા ને પુણ્ય છે, કેવી મજા! ૩

ઘરમાં રમવું, બહાર રમવું—
　　નિશાળમાં યે રમવું,
રમતાં લાગે ભૂખ ત્યારે—
　　થોડું થોડું જમવું;
કેવી મજા! ભાઈ, કેવી મજા!
રમવું ને જમવું, કેવી મજા! ૪

ત્રિભુવન વ્યાસ

# પાઠ ૩૪

# ગાંધવી



( શ્રી હરસિદ્ધિ માતાનું મંદિર )

નવાનગર રાજ્યના કલ્યાણપુર તાલુકામાં અરબી સમુદ્રને કિનારે ગાંધવી નામનું એક નાનું ગામડું છે. ગાંધવી ગામ કલ્યાણપુરથી દક્ષિણે દશ માઈલ દૂર આવેલું છે. ગાંધવી ગામની નજીક કોયલો ડુંગર છે. એ કોયલા ડુંગર ઉપર હરસિદ્ધિ માતાનું ઘણું પુરાણું મંદિર છે. કોયલા ડુંગરની પૂર્વ બાજુએ હરસિદ્ધિ માતાનું નવું મંદિર કચ્છના જગડુશા નામના શેઠે બંધાવેલું છે. કોયલા ડુંગર ઉપર આવેલા હરસિદ્ધિ માતાના મંદિરના ઓટા ઉપરથી કાઠિયાવાડનો સમુદ્ર-

કિનારો કેટલાય ગાઉ સુધી દેખાય છે. મંદિર ઉપરથી સમુદ્રનો સુંદર દેખાવ જોવાથી મન આનંદમાં આવી જાય છે. કોયલા ડુંગરની પૂર્વ દિશામાં દરિયાની ખાડીને સામે કાંઠે પોરબંદર રાજ્યનું મીયાણી નામનું ગામ ચોખ્ખું દેખાય છે. આ મીયાણી ગામ અત્યારે નાનું છે, પણ આજથી બે હજાર વરસ પહેલાં જ્યારે પ્રભાત ચાવડાનું રાજ્ય આ પ્રદેશમાં હતું ત્યારે મીયાણીમાં તે રાજાની રાજધાની હતી. મીયાણીનો પુરાતન કિલ્લો પણ કોયલા ડુંગર ઉપરથી સ્પષ્ટ દેખાય છે. હિંદુસ્તાનમાં હરસિદ્ધિ માતાજીનાં બે મંદિરો છે. એક ગાંધવી ગામની નજીક, અને બીજું માળવા દેશમાં આવેલી ઉજ્જૈન નગરીમાં.

જ્યારે ગાંધવીવાળા મંદિરમાં માતાજીની આરતી સવારમાં નવ વાગે થાય છે, ત્યારે ઉજ્જૈનથી માતાજી પોતાના મૂળ મંદિરે પધારે છે. ગાંધવીવાળું મંદિર રાત્રે બંધ થાય, ત્યારે ઉજ્જૈનમાં આવેલાં હરસિદ્ધિ માતાની આરતી રાત્રે નવ વાગે થાય છે. હરસિદ્ધિ માતાજીની આ પ્રમાણે બન્ને મંદિરોમાં જુદે જુદે વખતે આરતી થાય છે.

શ્રી દ્વારકાધીશનાં દર્શન કરીને જ્યારે યાત્રાળુઓ સુદામાપુરી જાય, ત્યારે ભાટિયા સ્ટેશને ઊતરી ખટારામાં હરસિદ્ધિ માતાજીના મંદિરે આવે છે.

માતાજીનાં દર્શન કરી હોડીમાં બેસી યાત્રાળુઓ સામે કાંઠે આવેલા મીયાણી ગામે જાય છે. ત્યાંથી પોરબંદર બાર ગાઉ થાય છે.

ઉજ્જૈનના રાજા વીર વિક્રમ, આજથી બે હજાર વરસ પહેલાં, આ સ્થળે પોતાના સગા પ્રભાત ચાવડાને મળવા આવેલા, તે વખતે વિક્રમાદિત્ય ઉપર માતાજી પ્રસન્ન થયાં હતાં. એ સંબંધી દંતકથા નીચે પ્રમાણે છેઃ–

આજથી બે હજાર વરસ પહેલાંની આ વાત છે. એક વખત પ્રભાત ચાવડો નવરાત્રિના દિવસોમાં પોતાના રાજમહેલમાં બેસી, રાત્રે પોતાની રાણીઓ ગરબે રમતી હતી તે જોતો હતો.

આ ગરબામાં ભાગ લેવા માતાજી પોતે સ્વરૂપવાન કુમારિકાનું રૂપ લઈ આવ્યાં અને ગરબો લેવા લાગ્યાં. પ્રભાત ચાવડાએ માતાજીને ઓળખ્યાં નહિ, અને આ સ્વરૂપવાન કન્યા કોણ છે તે જાણવાની ઇચ્છા કરી માતાજીનું અપમાન કર્યું.

માતાજીએ પોતાનું સ્વરૂપ બતાવી પ્રભાત ચાવડાને એવી શિક્ષા કરી; કે તેણે દરરોજ રાત્રે કોયલા ડુંગર ઉપર આવેલા મંદિરમાં આવવું, અને માતાજીની મૂર્તિ સન્મુખ એક તેલની કડા ધગધગતી તેમાં પ્રભાત ચાવડે સડસડતા તેલમાં પડી જવું. પ્રભાત ચાવડાને તેલમાં રાંધી માતાજી તેનું ભક્ષણ દરરોજ કરે. માતાજી

દરરોજ રાત્રે પ્રભાત ચાવડાનું ભક્ષણ કરે, અને સવારે સજીવન કરી મીયાણીમાં રાજ્ય કરવા મોકલે. આ વાતની કોઈને ખબર નહોતી. એક વખત વીર વિક્રમ જે પ્રભાત ચાવડાના સગા હતા, તે દ્વારકાધીશનાં દર્શન કરી મીયાણી આવ્યા. પ્રભાત ચાવડાના કસરતી લાલ શરીરને બદલે નબળું અને પીળું શરીર જોઈ, વીર વિક્રમે પ્રભાત ચાવડાને દુઃખનું કારણ પૂછયું. વીર વિક્રમના ખૂબ આગ્રહથી તેમણે પોતાના શરીરનું માતાજી કેવી રીતે ભક્ષણ કરે છે, તે બધી વાત કરી. વીર વિક્રમ પરદુઃખભંજન હતા. તેમણે પ્રભાત ચાવડાને કહ્યું, " ભાઈ, આજ આપ ન જશો, આજ આપની વતી માતાજીના મંદિરે હું જઈ તેલની કડામાં પડીશ. માતાજી ભલે મારું ભક્ષણ કરે. " પ્રભાત ચાવડાએ વીર વિક્રમને હા કહી.

વીર વિક્રમે પોતાની ચામડીના પડમાં છરીથી ચીરા દઈ કસ્તુરી, અંબર, જેવા જાતજાતના મસાલા ભર્યા; અને પોતે પ્રભાત ચાવડાનાં કપડાં પહેરી રાત્રે કોયલા ડુંગર ઉપર જઈ વાંસો વાળી ઊભા રહ્યા. બરાબર નવ વાગે માતાજીએ "કડામાં પડી જા" એમ કહ્યું, કે તરત જ વીર વિક્રમ ધગધગતી કડામાં પડયા. માતાજીએ વિક્રમનું ભક્ષણ કર્યું; પરંતુ દરરોજ કરતાં માંસ સ્વાદિષ્ટ જણાતાં માતાજી વહેમાયાં, અને

તરત જ વિક્રમાદિત્યને સજીવન કર્યા અને પૂછ્યું "બોલ, તું કોણ છે ?"

વીર વિક્રમે બે હાથ જોડયા અને વિનંતિ કરી, "કે માતાજી હું વીર વિક્રમ છું, હું ઉજ્જૈનથી આવું છું, પ્રભાત ચાવડો મારો સગો છે, જો તેનું દુઃખ હું ન ટાળું, તો મારું નામ પરદુઃખભંજન મટી જાય." માતાજી પ્રસન્ન થયાં અને વીર વિક્રમને બે વર માગવાનું કહ્યું. વીર વિક્રમે બે વચન માગ્યાં.

(૧) પ્રભાત ચાવડાનું ભક્ષણ કરવું બંધ કરવું, અને (૨) માતાજીએ ઉજ્જૈન પધારવું.

માતાજીએ બન્ને વચન પાળ્યાં અને કહ્યું; કે આ કોયલા ડુંગર ઉપર મારું મૂળ સ્થાન છે ત્યાં હું દિવસે રહીશ, અને રાત્રે રોજ ઉજ્જૈન આવીશ. તે દિવસથી ક્ષીપ્રા નદીને કાંઠે ઉજ્જૈનમાં હરસિદ્ધિ માતાનું મંદિર છે, ત્યાં રાત્રે આરતી થાય છે; અને કોયલા ડુંગરની તળેટીએ માતાજીનું મૂળ મંદિર છે, ત્યાં સવારે આરતી થાય છે.

હિંદુસ્તાન દેશને ઠેઠ પશ્ચિમ કિનારે આ નાનું ગામડું ગાંધવી પવિત્રમાં પવિત્ર ધામ ગણાય છે. જે કોઈ આ સ્થાને માતાજીના મંદિરે દર્શને આવે છે, તેને એમ જ લાગે કે ગાંધવીની ભૂમિ એ ખરેખર દેવભૂમિ છે.

રામનગરની શાળાના વિદ્યાર્થીઓને લઈ માસ્તર સાહેબ એક રજામાં ગાંધવી પર્યટન કરવા ગયેલા, ત્યાં પાઠમાં જે શીખવવામાં આવેલું તે કાનજીએ, રામજીએ અને સામતે નજરોનજર જોયું.

---

## પાઠ ૩૫

## હુતાશની

આજે ફાગણ સુદિ પૂનમને દિવસે હુતાશની છે. હિંદુઓના બે મુખ્ય તહેવારો છે. એક હુતાશની જે ફાગણ સુદિ પૂનમે આવે છે, અને બીજો દિવાળી જે આસો વદ અમાસે આવે છે. હુતાશનીને દિવસે રજા છે.

હુતાશનીના દિવસથી વસંત ઋતુ ઊતરી ગ્રીષ્મ ઋતુની શરૂઆત થાય છે. આ દિવસે લોકો ઘેર ઘેર રંગની પિચકારીઓ ભરી એકબીજાને છાંટે છે. ગામનાં છોકરાંઓ રાત્રે હોળી પ્રગટાવવા છાણાં ભેળાં કરે છે. નાનાં ગામડાંમાં સાંજે એક હોળી પ્રગટાય. મોટાં શહેરોમાં ચૌટે ચૌટે હોળી પ્રગટાવાય છે. હોળીનો દિવસ બધાં આનંદથી ઊજવે છે. જૂના જમાનામાં હોળીને દિવસે ગામેગામ યજ્ઞો થતા હોવા જોઈએ.

યજ્ઞોની ક્રિયા ભૂંસાઇ ગઇ, અને માત્ર હોળીના દિવસે મોટો ભડકો જોવા આખું ગામ ભેળું થાય છે.

રામનગરનાં છોકરાંઓ ભેળાં થઇ કાનજીને ઘેર પિચકારીઓ લઇને આવ્યાં, ત્યારે કાનજીએ બારી-માંથી તેઓને જોયાં. પુરુષોત્તમના એક હાથમાં લાલ રંગના પાણીનું ડબલું હતું, અને બીજા હાથમાં પિચકારી હતી. પુરુષોત્તમનું મોઢું કોઈ છોકરાએ કાળી સાહીથી રંગ્યું હતું. સામતનું પહેરણ ગુલાબી રંગથી રંગાયેલું હતું અને તેની ચોરણી ઉપર કોઇએ પીળા રંગનાં છાંટણાં કર્યાં હતાં. બધા છોકરા કંઇક અપશબ્દો બોલતા હતા.

કાનજીને કોઇ અપશબ્દો બોલે તે ગમે જ નહિ. જ્યારે છોકરાં ટોળાબંધ કાનજીના ઘર આગળ આવ્યાં, ત્યારે કાનજીએ મેડી ઉપરથી સામતને બોલાવ્યો.

કાનજી—એ સામત, આ બધા શું કામ અહીં આવ્યા ?

સામત—કાનુભાઈ, હાલો અમારી સાથે. આજે હોળી છે, એટલે અમે ગેરૈયા થયા છીએ. તમે પણ ગેરૈયા થાઓ.

કાનજી—જુઓ, હું એક શરતે બધાની સાથે આવીશ.

સામત—તમારી શરત વાજબી હશે તો જ અમે તે કબૂલ કરીશું.

કાનજી—આ પુરુષોત્તમનું મોઢું જુઓ, આવું કરવું એ તમને શોભે છે ?

સામત—ત્યારે કઈ રીતે આજનો આનંદનો દિવસ આપણે ગાળીશું.

કાનજી—જુઓ, હું તમારી સાથે આવું છું. પુરુષોત્તમ તમે તમારું મોઢું ધોઈ નાખો. મારી પાસે આ કીર્તનની ચોપડી છે, આપણે તે ગાતા ગાતા અને વાજીંત્ર વગાડતા શિવલિંગે જઈએ, અને ત્યાં પ્રભુપ્રાર્થના કરીએ. પછી દરેકને ઘેરથી કીર્તન ગાતા ગાતા છાણાં લઈએ, રામધૂન મચાવીએ, સાંજે સારે ચોઘડિયે હુતાશની પ્રગટાવીએ, અને એવી પ્રાર્થના કરીએ; કે હે અગ્નિદેવ, તમે અમારું ઠંડીથી રક્ષણ કરો, અને અગાઉના ઋષિમુનિઓ તમારું જે આરાધન કરતા તેવી રીતે કરવાની અમને પ્રેરણા આપો.

કાનજીની શિખામણ બધાએ એકી અવાજે સત્કારી અને સુંદર વાતાવરણમાં હુતાશનીનો દિવસ પસાર કર્યો. આ રીતે રંગ ન ઉડાડતાં, તથા અપશબ્દો ન બોલતાં દિવસ પસાર થયો; જેથી બધાંનાં મન રાજી

હતાં. કોઈને ક્લેશ થયો નહિ. રાત્રે દોહરા બોલી થોડી અથગબડી રમી ઘૂઘરી વહેંચી સર્વે મોડા ઘેર ગયા.

કાનજીના આવા બધાને સદ્દરસ્તે ચડાવવાના અને ખરાબપણામાંથી દૂર કરવાના ઉપકારમાં દરેક બાળક આવેલો હતો. બીજે દિવસે સવારે કાનજીને ઘેર જઈ તેને સાથે રાખી શિવલિંગે જઈ, આવા મિત્ર મળવા અને તેમના લાંબા આયુષને શાંતિથી ભોગવાવવા પ્રાર્થના કરવામાં આવી. પછી સર્વે છોકરાઓ પોતપોતાને ઘેર ગયા, અને તેમનાં માવતરો આગળ કાનજી અપશબ્દો બોલતો નથી અને અમને બોલવા દેતો નથી, એવાં વખાણ કરી કાનજીની પ્રશંસા કરવા લાગ્યા.

હુતાશનીને ગામડામાં હોળી પણ કહેવામાં આવે છે.



# પાઠ ૩૬

# 'આપનાં અઢાર છે!'



ઊંટ કહે, " આ સમામાં
વાંકાં અંગવાળાં ભૂંડાં
ભૂતળમાં પશુઓ ને
પક્ષીઓ અપાર છે!
બગલાની ડોક વાંકી,
પોપટની ચાંચ વાંકી,
કૂતરાની પૂંછડીનો
વાંકો વિસ્તાર છે!
હાથીની તો સૂંઢ વાંકી,
વાઘના છે નખ વાંકા,
ભેંશને તો શિર વાંકાં
શિંગડાંનો ભાર છે!"
સાંભળી શિયાળ બોલ્યો,
દાખે દલપત્તરામ,
" અન્યનું તો એક વાંકું,
આપનાં અઢાર છે!"



# પાઠ ૩૭

# શાકભાજીનાં નામો




કાનજી—બાપુજી, આપ શાક લેવા બજારમાં જાઓ ત્યારે મને તેડી જજો; માસ્તર સાહેબ શાકભાજીનાં નામો નિશાળમાં લખાવવાના છે. કાનજી અને તેના બાપુજી શાક લેવા બજારમાં આવ્યા. બજારમાં હારબંધ શાક વેચવાવાળા બેઠા હતા. દરેક વેચવાવાળાએ શણનો કોથળો પાથરી તે ઉપર શાકભાજી સુંદર રીતે ગોઠવીને રાખ્યાં હતાં.

કાનજી—બાપુજી, આનું નામ શું ?

બાપુજી—જો, હું તને બધાં શાક ઓળખાવું. જો આ લાંબાં, ગોળ, કેટલાંક કાળા રંગનાં અને કેટલાંક

લીલાં રંગનાં દેખાય છે તે રીંગણાં છે. રીંગણાં સહેજ વળેલાં હોય છે. રીંગણાંની પાસે લીલાં અને લાલ મરચાં ગોઠવેલાં પડચાં છે. કેટલાંક મરચાં સાવ ઝીણાં પણ હોય છે. મરચાં ખાવામાં તીખાં લાગે છે. લાલ મરચાંની પેલી તરફ લાલ દડા જેવાં દેખાય છે તે ટામેટાં છે. તે ખાવાથી તંદુરસ્તી વધે છે.

આ તરફ જે ધૂળિયા રંગની ગાંઠો છે તે બટાટા છે. બટાટાની ઉપર જે એક ફૂટ લાંબાં, ખાંચાવાળાં ને લીલા રંગનાં છે તે ઘિસોડાં છે. તેનું બીજું નામ તુરિયાં છે. ઘિસોડાંની બાજુમાં કરકરિયાવાળી છાલનું શાક છે તે કારેલાં છે. ઘિસોડાં લાંબાં અને કારેલાં ટૂંકાં છે. કારેલાંનું શાક કડવું થાય છે. તેની બાજુમાં તાંદળજાની ભાજી છે. વેચવાવાળાની પછવાડે કોબી અને કોબીનાં ફૂલ પણ પડેલાં છે. આ શીંગો છે તે વાલપાપડી છે, ને વાલપાપડીની બાજુમાં વટાણાની શીંગો પણ છે. આટલાં શાકનાં નામ યાદ રાખજે.

આ લાલ રંગનો અને તેની બાજુમાં સફેદ ઢગલો દેખાય છે, તેનું નામ તો તને ખબર છે.

કાનજી—જી, બાપુજી, તે તો ડુંગળી છે.

બાપુજી—બરાબર, જો આ કોથમીર છે. તે દરેક શાકમાં શાકને વઘાર્યાં પછી નંખાય. ડુંગળીની બાજુમાં

તેને મળતી સફેદ દડી જેવું દેખાય છે તે લસણ છે. કાનજીએ તે બધાં નામો તેમ જ બીજાં કેટલાંક નામો ખૂબ યાદ કરીને લખ્યાં.

(૧) રીંગણાં (૨) મરચાં (૩) ટામેટાં
(૪) બટાટા (૫) ઘિસોડાં (૬) કારેલાં
(૭) ટીંડોરાં (૮) કોબી (૯) કોબીનાં ફૂલ
(૧૦) વાલપાપડી (૧૧) વટાણા (૧૨) ડુંગળી
(૧૩) લસણ (૧૪) કોથમીર (૧૫) ગલકાં
(૧૬) પતકાળું (૧૭) કાકડી (૧૮) ચોળા
(૧૯) તાંદળજાની ભાજી (૨૦) મેથીની ભાજી
(૨૧) આદુ (૨૨) હળદર

શાળામાં માસ્તર સાહેબે શાકભાજીનાં નામો લખવાની હરીફાઈ કરી તેમાં કાનજીનો નંબર પહેલો આવ્યો.



# પાઠ ૩૮

# ફળોની ઓળખાણ

રામનગરની સીમમાં વાડીઓ છે, તેમાં નીચે પ્રમાણે ફળઝાડો વાવેલાં છે.

(૧) પટેલની વાડીમાં ૧૦૦ પપૈયાનાં ઝાડ છે, તેમાં ખૂબ પપૈયાં થાય છે. ૨૦ દાડમનાં ઝાડ છે, તેમાં વરસમાં એક વાર દાડમ આવે છે. ૧૦ લીંબુનાં ઝાડ છે. તેમાં ખાટાં લીંબુ થાય છે, (૨) પટેલની વાડીની બાજુમાં બીજી એક વાડી છે, તેમાં વીસ કેળનાં ઝાડ છે. તેમાં એક ઝાડમાં કેળાંની એક મોટી લૂમ છે. તે લૂમમાં ૧૦૦ કેળાં છે. (૩) વીરા પટેલની વાડીમાં બે મોસંબીનાં ઝાડ છે. તેના ઉપરથી મીઠી મોસંબી ઊતરે છે. (૪) ખોડા પટેલની વાડીમાં બાર ગૂંદાનાં ઝાડ છે. તેમાં વરસમાં એક વાર ખૂબ ગૂંદાં બેસે છે. તે પાકે ત્યારે છોકરાંઓ ખાય છે. ગૂંદાંનું અથાણું પણ થાય છે. (૫) મૂળજી પટેલની વાડીમાં દશ આંબાનાં ઝાડ છે. તેમાં મીઠી કેરીઓ થાય છે. (૬) વસરામ પટેલની વાડીમાં બે સીતાફળી છે. તેમાં સીતાફળ થાય છે. (૭) કાળા પટેલની વાડીમાં એક મીઠાં બોરનું ઝાડ છે, અને બે જાંબુડીનાં ઝાડ પણ છે. તેમાં બોર અને જાંબુ થાય છે.

પપૈયાં:—પપૈયાનાં ઝાડમાં નર ઝાડમાં પપૈયાં બેસતાં નથી, તેમાં માત્ર નર ફૂલો થાય છે. નારી ઝાડમાં પપૈયાં બેસે છે. પપૈયાંનો આકાર લંબગોળ હોય છે. પપૈયાં કાચાં હોય ત્યારે ચાકુ વતી ચીરો કરવાથી તેમાંથી દૂધ જેવું પાણી ઝરે છે. પપૈયાં પાકે ત્યારે પીળાં થાય છે, અને તેની ચીરોમાં ગર્ભનો રંગ નારંગી રંગનો થાય છે.

કેળાં:—લીલી જાતનાં, લાલ જાતનાં, એલચી કેળાં, એમ ત્રણ જાતનાં કેળાં થાય છે. કેળાંની લૂમોમાં પચીસથી સો સુધી કેળાં બેસે છે.

નારંગી:—નારંગીનાં ફળ દડા જેવાં થાય છે. એની છાલ ઉખેડીએ તો અંદરથી રસથી ભરેલી પેશીઓ નીકળે છે.

દાડમ:—દાડમ પાકે ત્યારે પણ કઠણ હોય છે. દાડમની અંદર હજારો દાણા હોય છે. તે બહુ જ મીઠા લાગે છે. દાણા લાલ તેમ જ ધોળા રંગના હોય છે. ભાવનગરી દાડમમાં દાણા ધોળા હોય છે. બખાઈ ( મસ્કતી ) દાડમ ઉત્તમ ગણાય છે.

કેરી:—સર્વે ફળોનો રાજા કેરી છે. કેરીમાં એક ગોટલો થાય છે. કેટલીક કેરી રસ કાઢીને અને કેટલીક ચીરિયાં કરીને ખવાય છે. એમ બે પ્રકારે ખવાય છે. આફૂસ કેરી સૌથી મીઠી હોય છે.

જાંબુઃ—જાંબુનાં ફળ નાનાં હોય છે. તેનાં ઝાડ મોટાં હોય છે. વરસમાં એક વાર પૂરતાં જાંબુ ખાવાથી તે પેટના અવયવોને સ્વચ્છ કરે છે.

---

## પાઠ ૩૯

## તારલિયા

ચંદાનો નવલખ હાર,
    ઝગમગ તારલિયા,
વેરાણો ઘન અંધાર,
    ઝગમગ તારલિયા.
શીદ રવડો દિવસ રાત ?—ઝગમગ૦
એક કહું મજાની વાત,—ઝગમગ૦
ત્યાં છે અંધારું ઘોર,—ઝગમગ૦
અહીં અજવાળાંનું જોર,—ઝગમગ૦
કરી રાખું કંઠે માળ,—ઝગમગ૦
શિર કલગી ઝાકઝમાળ,—ઝગમગ૦
છો ઊતરો લઈ આકાશ,—ઝગમગ૦
હું રાખીશ મારી પાસ,—ઝગમગ૦

—ત્રિભુવન વ્યાસ

# પાઠ ૪૦

## ચોખ્ખાઈ

રામનગર ગામમાં દર અઠવાડિયે એક વખત દાક્તર સાહેબ ઘોડાગાડીમાં બેસી આવે છે. જ્યારે દાક્તર સાહેબ આવે, ત્યારે દવાની પેટી સાથે લેતા આવે. જ્યારે દાક્તર સાહેબ આસપાસનાં બીજાં ગામોમાં જાય, ત્યારે ઘણાં માંદાં માણસો દવા માટે આવે; પરંતુ રામનગરમાં કોઈ માંદું માણસ જોવામાં ન આવે. રામનગર ગામ ચોખ્ખું, રામનગર ગામની બજારો ચોખ્ખી, રામનગર ગામનાં ઘર અને આંગણાં ચોખ્ખાં, અને રામનગરનાં છોકરાં પણ ચોખ્ખાં. રામનગરની શાળામાં ભણતાં બધાં બાળકો દરરોજ સવારનાં નહાય અને પછી નિશાળે જાય.

રામનગરની બજાર દરરોજ વારાફરતી લોકો વાળી નાખે. જે કંઈ કચરો ભેળો થાય, તે ગાડામાં ભરી ગામ બહાર ખાતર માટે ખાડા કરેલા હોય ત્યાં લઈ જાય. બજાર કે શેરીમાં ઉકરડો કોઈ સ્થળે જોવામાં આવે જ નહિ.

દાક્તર સાહેબ બીજા ગામમાં જાય, ત્યારે રામનગરનો દાખલો આપે. ઘણા માણસો રામનગર જોવા આવે. રામનગરને પાદર પિયાવો છે. તે પિયાવામાં એક હવાડો છે. આ હવાડા દર સોમવારે લોકો સાફ

કરે, જેથી ગામના ધણને ચોખ્ખું પાણી પીવા માટે મળે. ગામની સ્ત્રીઓ ગામને પિયાવે પાણી ભરે. પિયાવાની કૂંડીએ કોઈ કપડાં ધુએ જ નહિ. ગામને પાદર કેટલાંક સુંદર ઝાડો છે. દરેક ઝાડને ફરતા સુંદર ઓટાઓ બાંધેલા છે. ગામ દૂરથી જેવું રળિયામણું લાગે, તેવું જ અંદરથી લાગે. ગામની નિશાળ ખૂબ ચોખ્ખી. દર અમાસે બધા લોકો સફાઈદિન ઊજવે. બધાં ઘરો અને આંગણાં એટલાં બધાં સ્વચ્છ રહે, કે કોઈ ઠેકાણે મચ્છર નહિ અને કોઈ ઠેકાણે માંકડ નહિ.

દાક્તર સાહેબ બે ચાર અઠવાડિયાં સુધી આવ્યા પણ કોઈ માંદું નહિ. કાનજી ને રામજી નિશાળે જતાં જતાં દાક્તર સાહેબ પાસે આવે અને બે હાથ જોડી પ્રણામ કરે. કાનજીનું શરીર ચોખ્ખું, દાંત ચોખ્ખા, અને નખ ચોખ્ખા જોઈ દાક્તર સાહેબ રાજી થાય અને મનમાં કહે, “ આવી રીતે જો બધાં ગામડાંઓ થઈ જાય, તો અમારો ખપ લોકોને ન પડે. ”

ગામના પટેલ દાક્તર સાહેબને મળે. કાં દાક્તર સાહેબ, દૂધ પીશો ? દાક્તર સાહેબ પટેલનું મન રાજી રાખવા થોડું દૂધ પી રામનગરની ચોખ્ખાઈનાં મનમાં વખાણ કરી ઘોડાગાડીમાં બેસી બીજે ગામ ચાલ્યા જાય.

---